

# શુકદેવ વાણી વિલાસ.

## પદ સંગ્રહ

ભાગ ૧ લો.

બીજી આવૃત્તિ



પ્રકાશક —
રામશંકર ફકીરભાઇ ઉપાધ્યાય



आर्या.

श्री शुकदेव वाणीविलास स्वानुभव य मुक्ति प्रद तूर्ण ॥
भक्तजनै भव भीतै, संगृहणिय भवां बुद्धि सार ॥





॥ श्रीतत्सत् सद्गुरु श्रीशुकदेवायनमः ॥

# શ્રી શુકદેવવાણી વિલાસ.

## પદ સંગ્રહ ભાગ ૧ લો

પ્રકાશક—રામશંકર ફકીરભાઇ ઉપાધ્યાય

મુ૦—શીશોદ્રા.

ગ્રન્થકાર

શ્રી શ્રો. બ્ર નિ શ્રી સદ્ગુરૂ શુકદેવાચાર્ય મહારાજશ્રી

મુ આનંદાશ્રમ શ્રી ગુરુદેવ મન્દિર



( સુધારા વધારા સાથે આવૃત્તિ બીજી પ્રત ૧૦૦૦)

સંવત ૧૯૮૧ જેઠ શુકલ ૧૫ સન ૧૯૨૫ માહે જુન

મૂલ્ય ફકત આઠ આના

મુદ્રક—

ભાઇલાલ ઝવેરભાઇ પટેલ

નવયુગ મુદ્રણાલય લીમડાચોક—સુરત

# ભૂમિકા.

## સર્વાત્મ સ્વરૂપને નમસ્કાર હો.

અમૃતનુ એક બિંદુ અમર થવાની ઇચ્છાવાળા જીવને બસ છે એમ કહી શકાય ખરૂ? (કદિજ નહિ) તેવી રીતે મોક્ષ ભાવવાળા જીવને સદ્દપુરૂષોનુ **એકજ** વચન અમર બનાવવા વાસ્તુ હોય છે મોક્ષભાવવાળા જીવને નિર્વાસનિક પણ હોવાથી **અધ્યાત્મ વિદ્યા**ના અભ્યાસે **સદ્દગુરૂ** કૃપાયે ભવ બંધનથી મુક્ત થવા વિલંબ લાગતો નથી પરન્તુ તે અધ્યાત્મ વિદ્યા પોતાના મનની તપ વડે, તિર્થ વડે, દાનપુણ્ય વડે વ્રત નિયમ વડે કે જપ વડે કરી સહુલાઇથી પ્રાપ્ત કરી શકાય તેમ નથી પણ **સતસંગ**, સત્શાસ્ત્ર અને શ્રી સદ્દગુરુ દેવના બોધ વડે કરી અનાયાસે સહજમા પ્રાપ્ત થાય છે અંતઃકરણની સ્વચ્છતા કરી નિષ્કામ અને નિષ્કપટપણાથી **સત મહાત્મા** સદ્દગુરૂની સદ્ભાવ સેવા કરી તેઓની નાની મોટી તમામ આજ્ઞાઓનુ પાલન કરવાથી, આત્મજ્ઞાન પ્રાપ્ત થઇ, થોડા સમયમા સ્વ સ્વરૂપનુ યોગ દર્શન પામી શકાય છે માટે તેવા પુરુષોની વાણીને પોતાના હૃદય મધ્યસ્થ સ્થાપવા યત્ન કરવા ઉચિત છે **નાવ** વિના સમુદ્ર તરી શકાતો નથી, અને **નાવી** વિના નાવ કિનારે ઉતરી શકતુ નથી પરમાત્માના નામ રૂપી નાવ છે અને સદ્ગુરુ રૂપી નાવી છે ગુરુજ્ઞાન રૂપી શાસ્ત્ર છે, અનુભવ રૂપી કિનારો છે, પરમ શાન્તિ રૂપી પ્રદેશ છે અને વિશ્રાંતિ સ્થાન એ જીવનુ **શુદ્ધ બ્રહ્મ** સ્વરૂપ છે મુસાફરી કરનાર જીવ આ ભવ સાગરમા પરમાત્માના નામ રૂપી નાવનો આશ્રય લઇ, **સદ્દગુરૂરૂપી** નાવીની આજ્ઞાનુસાર વર્તવાથી **ગુરુજ્ઞાન** રૂપી શાસ્ત્રના આધારે **અનુભવ** રૂપી કિનારે ઝટ ઉતરી પડી સાચી **શાંતિ**ના પ્રદેશમા વિશ્રાંતિરૂપી પોતાનુ મળ **બ્રહ્મ** સ્વરૂપ પ્રાપ્ત કરવુ એજ મનુષ્ય જન્મ થયાનુ **સાર્થક્ય** છે એજ પરમ પુરુષાર્થ છે, અને એજ **જીંદગીની છેલ્લી દશા છે** અસ્તુ

આ લઘુ પુસ્તકના પદ સર્વ કર્તા **મહાન પુરૂષ** ખરી ભૂમિકાના ચારિત્રનેજ ચિતરી રહ્યા છે પોતાની લઘુવયમા સમાધિ સ્વસ્થ ભાવોથી વિરક્ત દશાને ભોગવી, "શ્રીમદ્દ બ્રહ્મનિષ્ઠ નૈષ્ટિક બ્રહ્મચર્યવ્રત ધારણ કર્તા શ્રી સદ્દગુરૂ સ્વરૂપ **હરિનારાયણ** મહારાજશ્રીના ચરણ કમળ સેવી તેમની મદદ કૃપાથી શ્રી **નર્મદાતટ** ઉપર આવેલા યોગીઓના ઇશ્વર-મહાન યોગેશ્વર **શ્રી શબ્દ બ્રહ્મ શુકદેવાચાર્ય** ભગવાનની અન્નજળ ત્યાગ કરી સુદ્રઢ

ઉપાસના કરી થોડા કાળમા ઇષ્ટ દેવને પ્રસન્ન કરી દર્શન લાભ પ્રાપ્ત કર્યો. અને તે શ્રી ગુરુદેવ ભગવાન દ્વારા વરપ્રદ વરદાનો પામી "**અમર મંત્ર પ્રાપ્ત કર્યો**"

તે પછી પોતાના સ્થાન પ્રતિ આવી જગજીવોના કલ્યાણાર્થે અમરમંત્રમાથી સ્ફુરતા અમૃત ઝરણાનુ પરંપરાથી પ્રાપ્ત થયેલી વાણીદ્વારા અધિકારી જીવો ઉપર સિંચન કરવા માડયુ, દિનપ્રતિદિન ચારનો પ્રાદુર્ભાવદ્વારા થયો અને એમ, ઉપાસના, જ્ઞાનના અનુભવના દ્વાર માડ્યા શ્રી ગુરુઆચાર્ય ભગવાન રચિત સમાધિ ભાષામય શ્રીમદ ભાગવતનુ ગુપ્તમા ગુપ્ત રહસ્ય હતુ તે તેમને પ્રાપ્ત થયુ તે શ્રીમદ્ભાગવતને પધરાવવા અક્રુરપુર (અકલેશ્વર)મા શ્રીશુકદેવ નામથી એક સુદિર મદિર બાંધી તેમા પણ પ્રેમથી ભાગવત ભગવાનની પ્રતિષ્ઠા યુક્ત સ્થાપના કરી તે હાલ શ્રી શુકદેવ મદિરના નામથી ઓળખાય છે કળિકાળમા પ્રતક્ષ મૂર્તિ વાઙ્મય ભગવાન શ્રીમદ્ભાગવતજીજ છે જેમા શ્રી કૃષ્ણ પરમાત્માએ સ્વધામ પધારતા પોતાના ઐશ્વર્યમય તેજને શ્રીમદ્ ભાગવતમાજ સમાવ્યુ છે અને કળિકાળના જીવોનો ઉદ્ધાર પણ તેથીજ થાય છે એ વાત નિસશય છે તે શ્રીમદ ભાગવતની અનન્ય ઉપાસના મહારાજ શ્રીએ ચાલુ રાખી એક વાર દશ હજાર અષ્ટોત્તર સત્ અને પછી એક હજાર ભાગવત એમ દશ હજાર બ્રાહ્મણોની સમતિ લઈ હજારો બ્રાહ્મણોને તેડાવી શ્રી **મહાપુરૂષોત્તમ યાગ** કર્યા અને તે સમય સુપ્રસિદ્ધ પડિતો શાસ્ત્રીઓ અને ઘણા વિદ્વાનોએ મહારાજશ્રીને પોતાના સદ્ભાવે પ્રસશા કરી પ્રમાણ પત્રો સાથે શ્રી ગુરુઆચાર્ય મહારાજ શ્રીની મહાન પદવી આપી અત્યુત્તમ પૂજ્ય પ્રેમ દર્શાવ્યો તે લાખો મનુષ્યોને વિદિત છે મહારાજશ્રીનુ જીવન ચરિત્ર અહી ટુકમા જણાવી ગ્રંથ પ્રયોજન જણાવુ છુ સવિસ્તાર પવક મહારાજ શ્રીનુ જીવન ચરિત્ર યોગ સમયે બહાર પડશે એવી આશા છે –

**શ્રીશુકાચાર્ય** મહારાજશ્રીના મુખારવિંદદ્વારા ઝરતા **જ્ઞાનામૃત** ઝરણોના બિંદુઓ આ લઘુ પુસ્તકની નાનકડી નેહેરમા નિર્મળતાથી વહી રહ્યા છે ભવરોગ ( જન્મ મરણવાળા )ના વ્યાધિ ગ્રસ્ત જીવોને પરમ શાંતિ અને સુખ આપનાર છે એમ સમજી આ પુસ્તકનુ નામ " શ્રી **શુકદેવ વાણી વિલાસ**" રાખવામા આવ્યુ છે આ પુસ્તકમા પ્રથમ પ્રાર્થનાના પદો છે, પછી પ્રેમ લક્ષણાના પદો છે, પછી વસત અને હોરીઓ અનુભવ જ્ઞાન પ્રદ છે, પછી જીવોના ઉદ્ધાર અર્થે અત્યુત્તમ ઉપદેશના પદો રચ્યા છે, તે પછી જ્ઞાન ભૂમિકા પ્રબધ અને અનુભવના પદો અમરવાણીની પ્રસાદી રૂપ છે.

ચોવિસ ગુરૂઓનુ વૃતાત ભાગવત સાર, ગીતાસાર, પરાપૂજા, કુડલીયા અનુભવની સાખીઓ અને આરતિઓ વિગેરેની ઉત્તમ રચના રચી જીવોના મોક્ષ માર્ગની સીડી સરળ બનાવી છે, એવુ કહેવામા યદ્કિંચિત્ સશય નથી એ અકુરપુરનિવાસી શ્રીમદ્ **શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ** શ્રીસદ્ગુરૂ સચ્ચિદાનદ સ્વરૂપ **શ્રીશુકદેવજી** શ્રીની અમૃતમય વાણીરૂપી પ્રસાદી **શ્રીશુકદેવ** શ્રેયસાધક વર્ગ માટે પ્રથમ શ્રીયુત પુરાણી પ્રાણશકર ઉમિયા શકરે છપાવી પ્રસિદ્ધ કીધી હતી તે થોડાક વખતમા ખપી જવાથી પુન બીજી આવૃત્તિ ઘણા પ્રેમીજનો અને શ્રેયસાધક વર્ગના આગ્રહથી મહારાજ શ્રીના જ્યેષ્ટ બધુ શ્રીયુત **રામશકર** ફકીરભાઈ ઉપાધ્યાય જેઓ મહારાજશ્રીની અપૂર્વ પ્રેમભાવે આજ્ઞા પાળી ત્હેમની પૂજ્ય ભાવે ભકિત કરી રહ્યા છે જેમકે શ્રી બળભદ્રે વડીલ છતા શ્રીકૃષ્ણાધિનપણુ સ્વિકાર્યુ હતુ તેવીજ રીતે શ્રીરામશકરભાઈ તન મન ધન અર્પણ કરી ભકિત યોગ આદરી જીવન શ્રેય કર્યુ છે તેમણે આ બીજી આવૃત્તિ છપાવી બહાર પાડવામા પોતાના દ્રવ્યનો સદ્વ્યય કરી લોક હિત જાળવ્યુ તેથી ત્હેમને સપૂર્ણ ધન્યવાદ ઘટે છે

આ પુસ્તક શિવાય પરમ પૂજ્ય મહારાજશ્રી તરફથી બીજા જેજે જ્ઞાનામૃતમય પુસ્તકો છપાઇ બહાર પડયા છે, તેનુ "સુચી પત્ર" આ પુસ્તકના છેલ્લા પૃષ્ટે આપવામા આવેલુ છે, તે વાચી સુજ્ઞ જ્ઞાન ભક્તિના અભિલાષી મનુષ્યોએ મગાવી લેવા આ ગ્રથ વિષે પ્રસ્તાવનામા પ્રસશા કર્યાથી નહિ પરન્તુ પોતાના પવિત્ર કર કમળમા લઇ અતર ચક્ષુથી નિરક્ષણ કરતા કરતા કકણને આરસીની જરૂર નથી એ સિદ્ધ થશે

આ પુસ્તકમા હ્રસ્વ દિર્ઘ ઇત્યાદિની ભુલ હોય અથવા વાકય રચનામા ભુલ હોય તો તે પોતાની સદ બુધ્ધિથી સુધારી લેવા પ્રાર્થના છે સર્વજ્ઞ એક ઇશ્વર છે ! અને ભુલને પાત્ર મનુષ્ય છે

**"ચાલણી થોથાં રાખીને, કાઢી નાંખે સાર**
**સુપડું સારજ સગ્રહે, છાંડે મહીથી છાર"**

માટે સુપડા જેવો ગુણ ગ્રહણ કરશો પ્રસ્તાવનાના છેલ્લા ભાગમા શ્રી સદ્ગુરૂ શ્રી શુકદેવજી મહારાજની અ તકરણમા પ્રાર્થના કરી તેમની કૃપા પ્રસાદી આહી લિખુ છુ.

લી૦ શ્રી શ. બ્ર શુ. ઉ હરિપ્રસાદ બાળમુકુન્દના જયજય

સચ્ચિદાનદ જયગુરૂ.

# -:અનુક્રમણિકા:-

## પ્રાર્થનાનાં પદો

## પ્રેમ લક્ષણાના પદો



## હોરીઓ તથા વસંત



## આરતીઓ.



## ઉપદેશના પદો.

— જ્ઞાન ભૂમિકા —



## અનુભવનાં પદો.



— આરતિ —

श्री श्रोतस्मात सनातन वैदिक धर्म प्रचारक श्रीमद श्रोत्रिय,

ब्रह्मनिष्ट सद्गुरु श्री शुकाचार्य महाराज श्री



प्राकट्य संवत १९३२ आषाढ कृष्ण, पंचमी वार भौम

स्वस्थान श्री अंकलेश्वर, शुकदेव मन्दिर

॥ ॐ श्री परमात्मने नमः ॥

શ્રીશુકેશ્વરાયનમઃ શ્રી સત્ય નારાયણાયનમઃ

શ્રી નર્મદા દેવ્યૈ નમો નમઃ-



# પ્રાર્થનાનાં કીર્તનો.

પદ ૧ લું રાગ કલ્યાણ

વિશ્વના પતિ, છો અતિગતિ, આપ ગુણ વર્ણવાને મારી શી મતિઃ ટેક

વ્યાપકછો સ્વામી સહુજગમાં ઠામ નથી ઠાલો,
સચરાચરમાં વાસ વસીને વિશ્વ વિષે મહાલો વિશ્વના. ૧
સત્ ચિત્ત આનંદ રૂપ સહુમાં સરખા છો સ્વામી;
અગણિત ગુણ ધારણ કરી પોતે દીસો બહુ નામી. વિશ્વના. ૨
નામ રૂપને ગુણથી ન્યારા, નાથ તમે કહાવો,
પણ ભક્તોને ભીડ પડે તો નામ રૂપ ધારો, વિશ્વના. ૩
ભ્રાંતિ ભાંગી શાંતિ આપી શરણે રાખો શ્યામ
અંતર્યામી આપ વિના કોઈ અન્ય નથી વિશ્રામ. વિશ્વના. ૪
સબઘટ વ્યાપક નાથ નિરંજન સહુમાં છો સરખા
એવા પ્રેમી ભક્તજનોએ અંતરમાં નીરખ્યા. વિશ્વના. ૫

નથી જ્ઞાન કે ધ્યાન તમારૂં પ્રેમ ભક્તિ સાચી;
સદ્‌ગુરૂ સ્વામી અંતર્યામી વૃત્તિ રહી કાચી. વિશ્વના. ૬
સગુવહાલુ સહુ છે સ્વારથનુ કોઈ નથી બેલી,
દેહ દ્રવ્ય વૃત્તિ સહુ લુટી દે અંતે ઠેલી વિશ્વના ૭
શ્રી શુકદેવ દયાલુ સ્વામી શબ્દ રૂપ શરણે,
દીન દાસ ગણુપત ભમતો હુ પડીઓ નિજ ચરણે વિશ્વના ૮

---

## પદ ૨ જું

રાગ –હરિ ભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાય

તમે દીન દયાલ વ્યાપક છો પ્રભુ વિશ્વ વીષે મહારાજ
ગુરૂ ગરીબ નિવાજ રંકદાસની રાખો પ્રભુજી લાજ ટેક
પ્રભુ પૂર્ણ પ્રકાશ મહેશ તમે સનકાદિક રૂષી મુનિ સર્વ નમે,
તુજ ભક્તિ કાજ સહુ દેહદમે, તમે દીન દયાલ ૧
પ્રભુ પ્રેમ કરી સામુ જોશો, મુજ રંક તણા આંસુ લોશો
કામ ક્રોધ મોહ રૂપ દુખ ખોશો, તમે દીન દયાળ. ૨
આ ભવ સાગરમાં ભય લાગે, માયાનો માર બહુ વાગે
જઈ દુખ રડુ કોની આગે, તમે દીન દયાલ. ૩
નથી હીમત હરજી કાઇ મને, કહુ કરગરીને સ્વામી તમને
મન મસ્ત થઇ નીશ દીન દમે, તમે દીન દયાલ. ૪
દુખ દામ ધામદાસનુ અતી, જેમાસુખ મળેનહી એક રતિ
તોએ દુર થતા નથી મન થકી, તમે દીન દયાલ ૫
હાવે ત્રાહી ત્રાહી પોકારકરૂ, નીજચરણ શરણવીણુકયાહુ ઠરૂ
દયા દ્રષ્ટી કરો તો દુખ વિશરૂ, તમે દીન દયાલ ૬
ગુરૂશ્રી શુકદેવ દયાલ તમે, ગણુપત નીશદીન તુજ ચરણેનમે
હાવે માયા તમારી કેમ દમે, તમે દીન દયાલ ૭

---

## પદ ૩ જુ

### રાગ ઉપર પ્રમાણે

દુ ખ સાગરથી દયા કરીને તારી લ્યો મહારાજ,
દીન સેવકની લક્ષ્મીવર આવીને રાખો લાજ ટેક
મોહ આવે છે ભવમાં ભારી, નથી હીમત તરવાને માહરી
માહરી સામુ જોશો મોરારિ, દુ ખ સાગરથી ૧
પ્રભુ પતિત પાવન કહાવો છો, જ્યા ભીડ પડે ત્યા આવો છો,
સહુ સેવકને સભાળો છો, દુ ખ સાગરથી ૨
નથી નાથ અજાણ્યુ કાંઇ તમને, શા માટે મોહ પીડે હમને
પ્રભુ આપ વીના જઇ કહુ કોહને, દુ ખ સાગરથી ૩
નથી જ્ઞાન ધ્યાન ધીરજ દીલમા, મન ભટકે છે માયા ફંદમા
મારા અવગુણને પ્રભુ કરજો ક્ષમા, દુ ખ સાગરથી ૪
પ્રભુ બાનુ ધર્યું તુજ ગુણ ગાવા, શુકદેવ ગુરૂ શરણે થાવા
દૂર કરવા દુનીયાના દાવા, દુ ખ સાગરથી ૫

---

## પદ ૪ થું

### રાગ ઉપર પ્રમાણે

મારા વહાલાજી નામ તમારૂ જાવા બેઠુ આજ
કાઇ સમજોને, રખાય કદાપી તો રાખીલ્યો લાજ ટેક
સિંહ શરણે જે કોઇ જાય, તેને જાબુક આવીને ખાય
ત્યારે સિહ શરણ ગયે શુ થાય, મારા વાહાલાજી ૧
તમે ભક્ત તણી વહારે ધાયા, જ્યા ભીડ પડે ત્યા પોતે ગયા,
ત્યારે કઠીન હૃદય આજ કેમ થયા, મારા વહાલાજી ૨
જ્યારે લેખ પ્રમાણે કાર્ય થશે ત્યારે કોણ પ્રભુ બાનુ ધરશે
પછી જગમાં વકર શુ રહેશે, મારા વહાલાજી ૩
કરો સેવક ઉપર મહેર પ્રભુ, તમો અ તરની જાણો છો સહુ,
કહે ગણપત હાવે હુ શુ કહુ, મારા વહાલાજી ૪

---

## પદ ૫ મુ

### રાગ ઉપર પ્રમાણે.

સુણો સ્વામીજી દયા કરીને દુખડા કાપો આજ
જરા મહેર કરી સેવક જનની રાખો પ્રભુજી લાજ ટેક
દુખ દૈત્ય તણુ જાણી ભારી, માટે શરણે આવ્યા મોરારિ.
કૃપા કરી બચાવો ગિરધારી, સુણો સ્વામીજી ૧
નથી તુજ વીના બેલી કોઈ, આપ ધારો તે નિશ્ચય હોઇ,
હમે રાત દીન રહીશુ રોઈ, સુણો સ્વામીજી ૨
માટે કૃપા કરી આસુ લોહોશો, દીન સેવકના સામુ જોશો
દાસ ગણુપતના દુખડા ખોશો, સુણો સ્વામીજી ૩

---

## પદ ૬ ઠુ

### રાગ ઉપર પ્રમાણે

મારા વહાલાજી પ્રીત કરીને શાને પડતી મૂકો,
તમે દીન દયાળ થઇ પોતાનુ પણ હવે શીદ ચૂકો. ટેક
કરી શાન મુને તેડી શ્રીહરિ, હવે શા અપરાધે દૂર કરી
મૈ તો લાજ શરમ સહુ ત્યાગ કરી, મારા વહાલાજી ૧
પ્રભુ અ તરની જાણો છો સહુ, હુ તો આપ વીના જઈ કોને કહુ
દુઃખ વિયોગ તણુ નહીં જાય સહ્યુ, મારા વહાલાજી ૨
મૈ તો માત તાતને સ્વામી તણી, મરજાદા મનમાં ન ગણી
હવે ત્યાગ કરો તો હુ કોણુ તણી, મારા વહાલાજી ૩
કદી દર્શન નહી દેશો સ્વામી, ભુલી ભટકુ જો અ તરજામી
ત્યારે નામ વિષે આવે ખામી, મારા વહાલાજી ૫
મૈ તો શુક નામની ટેક ધરી, જુઓ સેવક સામુ મહેર કરી
કહે ગણુપત મસ્તક નમન કરી. મારા વાહાલાજી. ૫

---

## પદ ૭ મુ

### રાગ ઉપર પ્રમાણે

મારા વહાલાજી લાલચ આપી હવે શીદ ભમાવો.
તુજ શરણુ તજી હુ ખરૂપ દુનિયાનો નહી જોઇએ લ્હાવો. ટેક
તમે જાણોસહુ અ તરજામી, રાખો ચરણ શરણ મુજને સ્વામી
હું વીનવુ છુ મસ્તક નામી, મારા વાહાલાજી ૧
નથી સુખ જગતમા કાંઈ પ્રભુ, છે સ્વપ્ન તુલ્ય સંસાર સહુ;
તેમાં સત્ય અસત્ય હું કોને કહુ, મારા વાહાલાજી ૨
મને ચરણ શરણ ભકિત આપો, મારી દુષ્ટવાસના સહુ કાપો
શ્રી ચરણ છાપ રૂદયે છાપો, મારા વહાલાજી ૩
નથી અન્ય કોઈ બેલી મારો મદમત્સર મોહ રિપુ વારો
કામ ક્રોધ શત્રુથી ઉગારો, મારા વહાલાજી ૪
મને ભકિત આપી તારી લેશો, શુકદેવ દયા દીલમાં ધરશો;
નહીં ગણુપતને છેટો કરશો, મારા વહાલાજી. ૫

---

## પદ ૮ મુ

રાગ –રટવા રટવા આવ્યો છે તુ તો રામનેરે
રટુ રટુ શામળીયા તારા નામને રે ટેક.
શામળીયાનુ સગપણુ સાચુ, એ વીના બીજુ સહુ કાચું,
સમજી દીલમાં રાચુ સુંદર શ્યામને રે—રટું રટુ ૧
નટવર નાગર નદના લાલા, જોઇને મોહ પામીછું વહાલા;
કરૂં છુ કાલાવાલા, રાખો ધ્યાનમાં રે રટુ રટુ ૨
તારો છે આધાર હમારે, તુજ વિના કોણુ અન્ય ઉગારે;
દયા કરીને ચડજો વહારે દાસને રે રટું રટુ ૩
મોર મુગટ શિર છત્ર બિરાજે, મોરલીનાદ કર્યો મહારાજે,
કોટિ કામજ લાજે નિરખી નાથને રે. રટું રટું ૪

ગજ ગુણીકા ગોપીઓ તારી, મીરાંની વિનતી સ્વીકારી,
ભકત કર્યા આભારી ક્ષણમા શામળા રે રટું રટું ૫
શરણાગત આવ્યો છું સ્વામી, સહુ જાણો છો અ તરજામી,
ગણપત મસ્તક નામી તુજ મહિમા જપે રે રટું રટું ૬

---

પદ ૯ મું

રાગ ગોડી

રાખો રાખો શરણ શુકદેવ ગુરુ રાખો રાખો, ટેક
શ્રી શુકદેવ દયાના સાગર ભકતોના પ્રતીપાલ,
શબ્દ સ્વરુપે વ્યાપક જગમાં શ્રીહરિ દીનદયાલ, રાખોરાખો ૧
અગાધ લીલા છે જગ જાહેર નહી કોઇ પામે પાર
સેવકના સુખદાતા સ્વામી પ્રાણ તણા આધાર. રાખોરાખો ૨
ગુરુ મહીમાનો પાર ન પામે મોટા મુનિ મહંત,
શેષ શારદા હારી બેઠા કોઇ નહીં પામ્યા અંત, રાખોરાખો ૩
અવગુણ મારા માફ કરીને શરણે રાખો સ્વામી,
તાપ પાપ સંતાપ મટાડો વિનવું મસ્તક નામી, રાખોરાખો ૪
ધન દારા સંપત્તિ સુખ સહુ સ્વપ્ના જેવુ ભાસે,
મીથ્યા માયા મોહ તજી તુજ શરણે કયારે થવાશે રાખોરાખો ૫
શ્રદ્ધા ભકિત આપી ગુરુજી ભવ સાગરથી તારો
શ્રી શુકદેવ દયાલ ગુરુજી ગણપત દાસ તમારો રાખોરાખો ૬

---

પદ ૧૦ મુ

રાગ પુનેમ ચાદની

શ્રી ગુરુદેવ દયાના સાગર, દુખડા કાપજો રે
નથી કોઇ બેલી મારો આ ભવસાગર માહી,
માટે શ્રીહરિ હેત કરીને શાંતિ આપજો રે ટેક.

સાખી—શું કહું મુખથી શ્રીહરિ, સહુ જાણો છો નાથ;
ભવસાગરમાં બુડતાં, હરજી પકડો હાથ.
ચાલ—પકડી હાથ પ્રભુજી પાર કરો પરમેશ્વરા રે,
જો નહીં જોશો ત્યારે સેવકની શી પેર શ્રી ગુરૂદેવ ૧
સાખી—કર્મ કર્યા તે ભોગવો, જો કહેશો મોરાર,
ત્યારે તો અપરાધી હું, કેમ ઉતરૂં પાર.
ચાલ—કીધાં પાર વીનાના કર્મ મટે કેમ નાથજીરે.
માટે માફ કરીને મેહેર કરો મહારાજ શ્રી ગુરૂદેવ. ૨
સખી—દેહ તણા અભિમાનથી, ભુલ્યો ગુરૂનું ભાન,
તુજ સેવક સતાપીયા રહી નહી કાંઈ સાન.
ચાલ—નહીં કાંઇ શાન ભાનકે જ્ઞાન ધ્યાન સ ભુલીયું રે,
વેહેમ વમળમાં ખાધા ગોથાં અપરમપાર શ્રી ગુરૂદેવ. ૩
સાખી—વલખા માર વીઠ્ઠલા, ભવસાગરની માહી,
કામ ક્રોધના વમળમાં, સુઝ પડે નહીં કાંઈ.
ચાલ—માટે શુદ્ધિ આપી શરણે રાખો શામળા રે,
હવે હીંમત હારી બેઠો છુ મહારાજ શ્રી ગુરૂદેવ. ૪
સાખી—દયા કરી દામોદરા, માફ કરો મુજ પાપ,
શાંતિ આપી શ્રીહરિ, દૂર કરો સતાપ.
ચાલ—કાપી પાપ તાપને દીલમાં દરશન આપશો રે
જેથી મોહ જળ કેરો સ્પર્શ કદી નહીં થાય શ્રી ગુરૂદેવ ૫
સખી—યાદ કરો અવગુણ કદી, તો નહીં આવે પાર,
રડતો પડતો હું રહું, નહીં કોઇનો આધાર.
ચાલ—નહીં કોઈ વહાર કરીને વીઠ્ઠલજી બોલાવશોરે,
નથી કોઈ ભવસાગરમાં આંસુનો લોહનાર શ્રી ગુરૂદેવ ૬
સાખી—લક્ષ દોષ હોય બાળના, પણ નહીં ગણશે માત,
શિક્ષા આપે પુત્રને, પણ નહીં કરશે ઘાત.
ચાલ—એવી વાત વીચારિ ચરણ શરણમાં હું પડી રે,
ત્રાહી ત્રાહી પોકારૂ મુખથી દીન દયાલ શ્રી ગુરૂદેવ ૭

સાખી—હો સુખસાગર શ્રીહરિ. જાણી આવ્યો પાસ,
અમૃત દ્રષ્ટિથી ગુરૂ ટાળો મનનો ત્રાસ

ચાલ—અનુભવ સુરજ સેવકના અંતરમાં ભાસશે રે,
ત્યારે શુકદેવ દયાળ ગુરૂ દરશાય શ્રી ગુરૂદેવ. ૮

---

## પદ ૧૧મુ.

રાગ ઉપર પ્રમાણે ચાંદનીનો રાગ.

શાંતિ આપી શરણે રાખી દુ:ખડાં કાપજો રે
શ્રીગુરૂ ચરણ કમળવીણુ અન્ય નથી આધાર,
માટે મેહેર કરોને મોહન ભક્તિ આપજો રે ટેક.

સાખી—સચરાચર વ્યાપી રહ્યા, પોતે પૂર્ણ કૃપાળ;
દીનતા જાણી દાસની, શ્રી ગુરૂ લ્યો સંભાળ

ચાલ—નથી કોઇ બેલી મારો આ ભવ માંહી ભૂધરા રે,
તુજવીણુ કોઇ કરે નહીં રંકતણી સંભાળ શાંતી આપી ૧

સાખી—ભક્ત સહુ ભક્તિ થકી, તરી ગયાં મહારાજ
જેજે આવ્યા શરણમા, તેનાં સરીયાં કાજ
ચાલ—ટાળી તાપ પાપને સંત સમાગમમાં રહ્યા રે
તેને નીશદીન દીલમાં આનંદ ઓચ્છવ થાય શાંતી આપી ૨

સાખી—મોહ માયા જંજાળને, સ્વારથનો સંસાર,
શ્રી ગુરૂ દેવ દયા કરી, ઉતારો ભવપાર.

ચાલ—પાર ઉતારી ગુરૂજી પ્રીત કરી બોલાવજો રે
શ્રીગુરૂ ચરણ શરણ વીન અન્ય નથી કાંઈ આશ શાંતી આપી ૩

---

## પદ ૧૨મું

### રાગ ઉપર પ્રમાણે

મોહન મેહેર કરીને વાહારે ચઢજો દાસનેરે,
ત્રીકમ તુજવિણ મારે દિસે નહિ કોઇ અન્ય,
શું કહુ વિઠલ વારે વારે જાણો સહુ તમેરે. ટેક,

સાખી—અંતરની જાણો સહુ, નથી અજાણ્યું કાંઇ,
હુ અપરાધી છુ ખરો, પણ પકડી તુંજ બાહી
ચાલ—બલવંત બાનુ ધરીને બેઠો હું નિરાંતથીરે,
બાનું જાતાં ખટો લાગે તમને નાથ; મોહન ૧

સાખી—દુખ ડુંગર દેખી કરી, થરથર ધ્રુજે કાય,
માયાના મંડાણમાં, મન ઘણું અકળાય.
ચાલ-અકળામણ ભાંગી અવિનાશી શાંતિ આપજોરે,
મુજમાં સહન શકિત કાંઇ દિશે નહિ મહારાજ, મોહન ૨

સાખી—દયાળુતા ગુરૂ આપની, દિશે અપરમ પાર
તેમ ગુરૂ અપરાધી હુ, દોષ તણો ભંડાર,
ચાલ—ગુણ સાગર ગોવિંદ તમે હુ અવગુણ રૂપછુંરે,
મારા દોષ તણો નહિ ગણતાં આવે પાર, મોહન ૩

સાખી—ધરણીધર ધિરજ તણુ કરજો મુજને દાન,
રાત દિવસ તુજ દાસને, રહે ચરણનુ ભાન.
ચાલ—તારા ચરણ શરણનુ ભાન કદિ ભુલુ નહિરે,
એવું કરજો મારા અંતરના આધાર, મોહન ૪

સાખી—લોક હસારત જો થશે, તો તુજ જાશે લાજ,
એવું સમજી શામળા, સિધ્ધ કરો સહુ કાજ
ચાલ—કાજ કર્યું જાણુ જો ભકિતને ભુલુ નહિરે,
ભકિત ભુલેથી ભવ ભટકણ ભારે થાય, મોહન ૫

## પદ ૧૩મું

કર સતગુરૂકો સગ—એ રાગ

વિનતી શુણજો કાન, અબતો ગુરૂજી મેરા, ટેક
લક્ષ ચોર્યાશી ભમતા ભમતાં, પામ્યો હું નિજ નામ,
નામ થકી ભવ દુ ખ હરિયામાં, પામ્યો હું આરામ રામ, અબતો ૧
શ્રી ગુરુદેવ દયાના સાગર, ભકત વત્સલ ભગવાન,
અગણિત અવગુણ માફ કર્યાં, મુજજાણી ભકતના, દાન, અબતો ૨
સચરાચરમા વ્યાપક વાહાલા, ઠાલો નથી કાંઈઠામ,
જે જન જેવા તેને તેવા, ભાસો આત્મારામ, રામ, અબતો ૩
કૃપા કરો કેશવજી જયારે ત્યારે ઉપજે જ્ઞાન
સંત શાસ્ત્રને વેદ તણી છે, ક્ષણમાં સમજે સાન, સાન, અબતો ૪
છળ કપટ માયાને ટાળી, આપો ગુરૂજી જ્ઞાન,
સંત સમાગમ આપો મુજને નીશદિન હરિરસ પાન, પાન, અબતો૫
કામ ક્રોધ મદ લોભ મટાડી, જોશો દયા નિધાન,
દયા વિવેક ધિરજ પ્રભુ આશ્રય કરજો મુજને દાન, દાન, અબતો ૬
હરિ ગુરૂ સત શરણમા રહેવા મુકી માન ગુમાન,
ગણપત શ્રી શુકદેવ ગુરૂજી નહિ ભુલુ તુજ ભાન, ભાન, અબતો ૭

---

## પદ ૧૪મું,

વાલીડા ચઢજો વાહારેરે બળવત બેલી—એ રાગ.

કરો પ્રેમ થકી સહુ સેવારે, શ્રી ગુરૂદેવા —ટેક
ગુરૂજીમારા ઘટઘટ વ્યાપક એ લે, કોઈ આવે નહિ ગુરૂ તોલેરે શ્રીગુરૂ ૧
ગુરૂજી મારા લીલા ક ા છો અ ત ભા ી, જયા વેદ-દ્યા વિચારીરે શ્રીગુરૂ ૨
ગુરૂજી મારા પ્રેમને વશ થયા રાજી, વિદુરની લીધી ભાજીરે શ્રી ગુરૂ ૩
ગુરૂજી મારા સેવકના સુખ દાતા, આપો સહુને સુખ સાતારે શ્રી ગુરૂ ૪
ગુરૂજી મારા પાપ સ તાપ સહુ કાપો, નિજ ચરણે ભક્તિ આપોરે શ્રી ગુરૂ ૫
ગુરૂજીમારા લીલા ન જાણુ તમારી, ગણપત લ્યો ઉગારીરે શ્રી ગુરૂ ૬

 ૧૨૪૫૨

## પદ ૧૫ મું

રાગ ઉપરનું પ્રમાણે

હું શરણ તમારે આવ્યોરે, પ્રીતમ પ્યારા,
અપરાધ ન જોશો માહારોરે, દીન દયાળા. —ટેક.
પ્રભુ આ ભવમા કોઇ મારો, બેલી નથી એમ જાણી,
લ્યો ચરણ શરણમાં તાણીરે, લ્યો તાણીરે પ્રીતમ ૧
સ્વામી છો સુખના સિંધુ દામોદર દિનના બંધુ,
એમ જાણી ચરણે વદુ ચરણે વદુરે પ્રીતમ ૨
અવગુણ જોતા પ્રભુ મારા, પડશે તમને શ્રમ ભારી,
માટે શ્રી હરિ લ્યો ઉગારો લ્યો ઉગારોરે. પ્રીતમ ૩
મે ધર્યું આપનુ બાનુ, તે જગત વધે સહુ જાણે,
બેસાડો હાવે ઠેકાણે, હાવે ઠેકાણેરે, પ્રીતમ ૪
જો બિરદ તમારૂ જાશે તો જગમા હાશી થાશે,
ત્યારે મુજથી કેમ રહેવાશે, કેમ રહેવાશેરે, પ્રીતમ ૫
મનની શકિત છે કાચી, ધિરજની બહુ ખામી,
જાણો છો અંતર જામી, અંતર જામીરે, પ્રીતમ ૬
હરિ નારાયણ ગુરૂ જેને, હરકત શું કરશે તેને,
મન મુરખ શાંતજ રહેને, શાંતજ રહેનેરે, પ્રીતમ ૭
ભવસાગરમાં રડવડતો, જો રહીશ સ્વામી માહરા,
કોણ ગાશે ગુણ તમારા, ગુણ તમારારે, પ્રીતમ ૮
હાવે નહિ નાથ ભમાવો, મારા હૃદય કમળમાં આવો,
ગણપતે બાંધ્યો દાવો, આપો લાહાવોરે, પ્રીતમ ૯

---

## પદ ૧૬ મુ

રાગ ઉપર પ્રમાણે

જો સ્વામી સુખ દેનારારે; એકજ પો,
બિરાજે સચરાચરમારે, ઝગમગ જોતે. ટેક

પ્રભુ નામ રૂપ ગુણુ ધારી, તોપણુ છો સહુથી ન્યારા
ભક્તોના પ્રાણુ પ્યારા, સુખ દેનારારે. એકજ પોતે ૧
નારદ શારદ શનકાદિ, હરિ ધ્યાન તમારૂ ધારે
નિત્ય શેષ મહેશ વિચારે, વાણી હારેરે એકજ પોતે ૨
તમે કેવા નાથ કહાવો, તે પંડિતને નથી જડતુ,
માટે નહિ આવે મળતુ, ભાખે ભળતું રે. એકજ પોતે ૩
નિરગુણુ કહું તો કેમ નિરખુ, છો સગુણુ તો કેમ પરખું,
ગતિગહન જોઇ મન હરખ્યુ, ચરણે વળગ્યુંરે એકજ પોતે ૪
છો સરખા સહુમાં સ્વામી નિરગુણુ અને બહુ નામી,
કહે ગણુપત મસ્તક નામી, શ્રી શુકસ્વામીરે એકજ પોતે ૫

---

## પદ ૧૭મુ

નાથ કેસે ગજકો બધ છોડાયો—એ રાગ

ગુરૂજી મને ચરણુ શરણુમા રાખો, મારા પાપ તાપ સહુ કાપો ટેક
ભવસાગર બહુ મોહજળ ભરીઓને, લોભની આવે છે લેહેરો,
કામ ક્રોધ મોટા કાચબા જેમા, મદને મચ્છર માહી મગરો ગુરૂ ૧
વેહેમ વમળ બહુ વીંટી વળ્યો છે, તૃષ્ણાની તાણુ છે ભારો,
કર્મ ભ્રમ રૂપ વાયુ થકો થઇ, વહાણુ વપુની ખુવારી ગુરૂ ૨
મન મસ્તાન માછી બહુ બેહેકયો, તે દુખ અતિશે દે છે
સાધન સરવે ચોરાવીન બેઠો, રાત્રી દિવસ એ નડે છે ગુરૂ ૩
બુદ્ધો ને અંધા સાગરમાહી પડયા, તે મોહજલમા ગયા ડુબી
મધ્ય સમુદ્રમા આવી પડયો છુ, દશા થઇ અતો ભુડી ગુરૂ ૪
અવગુણુ સામુ જોશો નહિ સ્વામી, ને ચરણુનુ બિરદ વિચારો
સેવક સંકટ મનમા વિચારો, શાતી આપીને ઉગારો ગુરૂ ૫
હીંમત હારી બેઠો હુ તો હાવે, ગુરૂજી ચઢો મારી વાહારે
શુક રૂપ હરિ નારાયણુ શરણે ગણુપતગમ પોકારે ગુરૂ ૬

---

## પદ ૧૮મુ

હું વારૂં મારા વિરારે—એ રાગ

શામળીઆ સ્નેહીરે, થાશો નહીં વેગળારે
મારે તો છે આપ તણો આધાર,
નથી કોઈ બેલીરે ભવસાગર વિષેરે, દયાકરી ઉતારો ભવ પાર, શામ ૧
ભક્તો તણી ભીડેરે ધાયા તમે ભૂધરારે, નહિ જોઈ જાત વરણ કુલ રીત,
જેણેને તમારૂ રે નામ લીધુ ત્રીકમારે, તેની સાથે બાંધી અખ ડીત પ્રીત-૨
પ્રહલાદને માટેરે સ્તભ થકો પ્રગટીયા, ધ્રુવને આપ્યુ અવીચળ ધામ,
સુધન્વાને માટેરે તેલની કઢા તમેગે, કીધી શીતળ સુંદર સ્યામ, શામ-૩
ગજરાજ માટેરે ગરૂડ તજી હરિરે, આવો ગ્રાહથી મુકાવ્યો નાથ
રોહીદાસ કેરીરે વહાર કરી વિઠ્ઠલારે, નરસૈયાનો પકડયો હાથ, શામ ૪
મીરાંજીના મનમારે મોહન વશી રહ્યારે, ગોપીઓને લડાવ્યા ઘણા લાડ,
ગોકુલને રાખ્યુ રે પ્રભુ તમે રેલતુ રે, લીધી ગોપી તણી સ ભાળ, શામ ૫
એવુ જાણી શરણેરે આવ્યો હુ તો શામળારે,રાખો મને ચરણ કમળનીપાસ
શુકદેવ સ્વામીરે સુખના ભ ડાર છોરે, ગણપત માગે ચરણમા વાશ, શામ ૬

---

## પદ ૧૯ મું

રાગ ઉપર પ્રમાણે

પ્રાણપતિ મારારે સહુ જાણો શામળારે, નથી કાંઇ અજાણ્યુ તમને નાથ,
શીદને ભરમાવોરે સેવક શ્રી હરિરે, પ્રભુ મારો આવીને પકડો હાથ ટેક
અજામેલ પાપીરે પાવન કર્યો તમેરે, લેતા એક નારાયણનુ નામ
ગુણીકાને તારીરે પોપટ પઢાવતારે, એવા તમે પતિત પાવન સ્યામ, પ્રાણ-૧
માત તાત ભ્રાતરે સહુમા તમે હરિરે, નથી કોઇ સહાય તણો કરનાર
કોને જઇ કહેવુ રે કેશવ તમ વિનારે, હરિ મારા છોજી પ્રાણ આધાર, પ્રાણ-૨
બાનુ ધર્યું બેઠોરે ગુરૂ હુ તો આપનુ રે, માટે હાવે ર ક તણી લ્યો સ'ભાળ,
બિરદ સ ભાળીરે તારી લેજો ત્રીકમારે નહિ તો દુરીજન દેશે આળ, પ્રાણ-૩
જળમાં પડયાથીરે તાપ પીડે જો પ્રભુરે, ત્યારે તો જળ તણો શો મહીમાય;
સિંહને શરણેરે જાબુક જો ભખેરે, ત્યારે તેને શરણે ગયે શુ થાય, પ્રાણ-૪

શિષ્યપણું જ્યારે ગુરૂજી બેઠે જયેરે, સ્વામી બેઠે જ્યારે મતિ મુંટાય,
કલ્પવૃક્ષ સેવેરે જો ન મટે આપદારે, ત્યારે તેને છાયે બેઠે શું થાય, પ્રાણુ-૫
અર્કના ઉજાશેરે અંધારૂ નહિ રહેરે, ચીંતામણી સેવે દુઃખ જાય,
એમ હરિ શરણેરે હરિજન જે રહેરે, તેના પાપ તાપ મટી જાય, પ્રાણુ-૬
જેવો તેવો પણ હુંરે કહેવાયોછુ આપનોરે, માટેઆવોઅવીનાશીકરજોવાહાર
ગુરૂ શુકદેવનેરે ચરણ શરણ પડીરે, ગણુપત પોકારે વારંવાર, પ્રાણુ-૭

---

## પદ ૨૦મુ

### રાગ ઉપર પ્રમાણે

શુકદેવ સ્વામિરે વ્યાપક છો વિશ્વમાંરે, નહિ કાંઈ તુજ વિણુ દિશે અન્ય
લીલાને તમારીરે નિરખતાં નાથજીરે, હારી બેઠા બુધ્ધ વાણીને મન-ટેક
સ્થાવરને જ ગમરે દિશે સહુ તુજ વડેરે, જ્યા દેખુ ત્યાં પોતે છો મહારાજ,
દયા કરી વહાલારે દર્શન આપીયાં, સિદ્ધ થયા દાસ તણા સહુ કાજ, શુક-૧
ધન્ય ગુરૂદેવરે ધન્ય તારા દાસનેરે, જેને તોડયા ભવ બંધનના પાશ,
પાપ તાપ કલેશોરે દુર કરી દાસનારે, સેવકની પુરણુ કીધી આશ-શુક-૨
બાકી નથી રાખ્યુ રે તોએ માગુ એટલુ રે, વૃતિ મારી ક્ષણુભર નહિ પલટાય
એવુ કરો સ્વામિરે ભવમાં ભમુ નહિરે, નિશદિન આનંદમા રહેવાયશુક ૩
શ્રધ્ધા ભકિત આપીરે શરણે રાખો શામળારે, જેથી કાંઈ અન્ય નહિ દરશાય
શુકદેવસ્વામિરે સુખદાતા સર્વનારે, જેના ગુણુ ગણુપત નિશદિન ગાય,શુક૪

---

## પદ ૨૧મું.

### રાગ ઉપર પ્રમાણે.

ગુરૂ તમારી લીલારે જાણી હું તો નહિ શકુંરે, જેનો પાર પામે ન શેષ મહેશ
એવી તમારી લીલારે મંદમતિ શું લહુંરે, માટે કરોકૃપા શ્રી જુગદીશ -ટેક
કૃપા કરી કેશવરે બુદ્ધિબળ આપીએરે, જેથી તમારૂ જ્ઞાન હૃદયમાં થાય,
વૃતિ નહિ પલટેરે એવું કરો નાથજીરે જેથી ભવસાગર સ્હેજે તરાય-૧
ભકિત આપી ભુધરરે તારી લેજો ત્રીકમારે, મારે નથી અન્યતણો આધાર,
વ્યાપક છો વહાલારે શ્રીહરિ સુખથીરે, જાણો સહુ વિશ્વના સરજનહારન

વાણી પ્યારી બોલીરે કરો તમે વિઠ્ઠલારે જેથી અન્ય ભાવના કદી નહિ થાય;
પ્રેમ દ્રષ્ટિ કરીને શાંતિ આપો હરિરે, ગુણ તારા નવીન નિશદિન ગાય-૩

---

## પદ ૨૨મું

રાગ કાફી—મુખડાંની માયા લાગીરે.

પ્રભુ મારો વાહારે ચઢજોરે, બળવંત બેલી,
દુઃખ સરવે દુર કરજોરે, થાય આનંદ હેલી ટેક.
પ્રભુ મારી વાહારે ચઢજો, સેવકની સહાય કરજો
વિનતી ઉરમા ધરજોરે, બળવત બેલી ૧
શરણ આવ્યો તમારે, નથી કોઈ બેલી મારે,
દયા કરો ચઢજો વહારેરે, બળવત બેલી ૨
પાપી હું છું પુરો સ્વામી, અવગુણમાં ન ખામી,
જાણોછો અંતરજામીરે, બળવંત બેલી. ૩
પતિત પાવન કહાવો, એવુ જાણી બાંધ્યો દાવો,
દાસ જાણી આપો લાહાવોરે, બળવત બેલી ૪
મળ્યા ગુરૂ શુકદેવ, ભાવ ધરી કરી સેવ,
ત્યારે મટયો અહમેવરે, બળવંત બેલી ૫
ગણપત ગુણ ગાવે, ભય શિદ પામું હાવે,
રંગ લાગ્યો કેમ જાવેરે, બળવત બેલી ૬

---

## પદ ૨૩મુ

રાગ પ્રભાત

કૃષ્ણજી દુખના સમુહથી છુટવા, શરણ આવી પડયોછું તમારે,
માતને તાતછો ભ્રાત મારા તમે, નાથ વિના નથી અન્ય મારે ટેક
કરગરી કૃષ્ણ કૃપાનિધિ દાસ હુ, ચરણ મળે પ્રભુ શીશ નામુ
વિઠલા પ્રેમદ્રષ્ટિ થકી તાહરી, ત્રિવિધિ તાપના દુઃખ વામુ. ૧
વહારે ચઢી વિઠલા વેહેલા આવો હરિ, રંકને ચરણની પાસ રાખો.
દોષ સહુ દૂર કરી વિનતી ઉર ધરી, દાસને ચરણની ભક્તિ આપો. ૨

કામ ને ક્રોધ નિત્ય શત્રુ આવી વસે, જ્ઞાનને ધ્યાન સહુ દે ચુકાવી
કેશવા કાન જો નહીં ધરો વિનતી, ત્યારે સહુ શત્રુઓ જાશે ફાવી. ૩
આશરો તાહેરો છે મુને શ્રી હરિ, તુજ વિના કહુ નાથ કોને,
ગણુપતરામ કહે દાસ હુ તાહેરો, પ્રેમ કટાક્ષથી સામું જોને. ૪

---

## પદ ૨૪મુ

### રાગ કાફી

શરણુ સાચુ મારેરે, ગુરૂ શુકદેવ તણુ
ભય શીદ પામુ રે, લોક લાજ શાને ગણુ' ટેક.
ભકત સહુની ભીડ મટાડી, એવા દીન દયાલ
શરણાગત આવ્યા હોય તેની, નીશદીન લ્યો સભાળ
ભરોસો મુને ભારીરે, મનમાં મને જોર ઘણું શરણુ સાચુ' ૧
અજા મેલ પાપી ઓધાર્યો, નામ તણો આધાર.
ચરણ શરણથી અહલ્યા તારી, ગૌતમ કેરી નાર.
એવાછો દયાલુરે, હાવે હુતો શાને ભમુ શરણુ સાચુ ૨
મીરા બાઇનુ માન વધાર્યું, વિષ પીધા મોરાર
નરસૈયાની લજ્જા રાખી, આણી આપ્યો હાર.
હુ ડીને સ્વીકારે, દ્વારીકાની માંહી પ્રભુ શરણુ સાચુ ૩
સુદામાના સકટ કાપ્યા, ચણીયા નૌતમ મેહેલ
સુધન્વાને માટે હરિએ, શિતળ કીધાં તેલ
પ્રહલાદને માટેરે, નરસિહ રૂપ ધર્યું શરણુ સાચુ' ૪
ધ્રુવ અમરીષની લજ્જા રાખી, પોતે જુગદાધાર
અગણીત ગુણ તુજ ગણુતા સ્વામી, શેષનેપામે પાર
ગણુપત કહેછેરે હાવે વધુ હું શુ કહુ શરણુ સાચુ ૫

---

## પદ ૨૫ મું.

રાગ ઉપર પ્રમાણે.

ભક્તિ આપી ભૂધરરે, ભવ થકો પાર કરો
શરણે આવ્યો સ્વામીરે, વાહાલા મારી વિપત હરો ટેક
ભવસાગરમા ભમતા ભૂધર આવ્યો નહિ કાંઇ પાર
મોહના મોજા નીશદીન આવે, કોણ કરે માહરો વાહર
વિઠ્ઠલજી હમારીરે વિનતી તમે ઉર ધરો ભક્તિ આપી
જો નહિ જોશો જાદવજી તો, જશે તમારી લાજ
તુજ બાનાને બટ્ટો લાગે, સુધરે નહિ કાઇ કાજ
આજ આવી હરજીરે સેવકની વહારે ચઢો ભક્તિ આપી
જીવ તણા અવગુણ જોતા, કેમ આવે પ્રભુજી પાર
સ્થાવર જંગમ પ્રાણીઓના, શ્રી હરિછો આધાર
અન્ય નથી મારેરે સર્વમા નાથ તમો, ભક્તિ આપી
શ્રી શુકદેવ દયાલ પ્રભુજી, સુખ શાતી ભંડાર
કામ ક્રોધને દુર હઠાવી ક્ષણમા કરશો પાર
એવું જાણી મનમાંરે ચરણમા હું આવી પડયો ભક્તિ આપી
જ્ઞાન ધ્યાન કે ભક્તિ, પ્રભુજી નહિ કાઇ જાણુ નાથ
ભવસાગરમાં બુડતા વાહાલા, આવીને પકડો હાથ
ગણપત કહેછેરે મનમા મારા વાશ કરો ભક્તિ આપી

---

## પદ ૨૬ મું.

રાગ આશાવરી

શ્રી શુકદેવ દયાલરે હમારા સ્વામી, શ્રી શુકદેવ દયાલ ટેક
શ્રી શુકદેવ રહ્યા સબઘટ વ્યાપી વહાલા, પુર્ણ પ્રકાશિત કૃપાલરે હમારા-૧
સ્થાવર જંગમ માહી બિરાજે વાહલા ભક્તો તણા પ્રતીપાલરે હમારા-૨
શ્રી શુકદેવજીના ચરણ પ્રતાપે વાહાલા, મટી ગયો રે જંજાલરે હમારા-૩
કહે ગણપત ગુરૂ શબઘટ નીરખ્યા વાહાલા, મટી ગઈ કાલ કેરી ફાલરે હમારા-૪

---

## પદ ૨૭ મું

હરિ ભજતાં હજુ કોઇની લાજ—એ રાગ

મારી વાહરે ચઢો પ્રભુ આજ, શરણ હું આવ્યોરે,
હું તો લાગું તમારે પાય, ફરી ફરી થાકયોરે. ટેક
ગુરૂ ભવસાગરની માંહી, ફેરા બહુ ખાધારે,
કરૂ છુટવા જેજે ઉપાય, પીડે ત્યાં બાધારે મારી વાહારે ૧
મારૂ જોર નથી તલ ભાર, ગુરૂ કેમ થાશેરે,
ચરે પાસ શત્રુઓનો વાશ, કેમ રહેવાશેરે. મારી વાહરે ૨
સ્વામી શાને સતાવો દાસ, આશા છે મુજનેરે,
જાશે રંક તણીજો લાજ, બટ્ટો લાગે તુજનેરે મારી વાહરે ૩
મારા નાથ નમેરા ન થાઓ, ઘટે નહિ વાહાલારે;
લેશો દાસ તણી સંભાળ, કરૂ કાલાવાલારે મારી વાહરે ૪
ઘણા ભકતો તણી તમે ભીડ, ભુધરજી ટાળીરે,
ત્યારે મુજને શાને કાજ, મુકયો વિશારીરે મારી વાહારે ૫
દુ:ખ ડુંગર દેખી નાથ, કાયા મારી કંપેરે,
મારી પુઠે પડયા કામ ક્રોધ, જરા નહિ જંપેરે. મારી વાહરે ૬
હાવે કયા જાઉંને કેમ થાય, પીડા કોને કેહેવીરે,
આપ વિના નથી મારે અન્ય, દેવ કે દેવીરે મારી વાહરે ૭
કહી વિનતી ધરો નહિ કાન, ત્યારે થાશે હશવુંરે,
એવુ જીવ્યા થકી મહારાજ, રૂડુ લાગે મરવુ રે મારી વાહારે ૮
શુકદેવ છે સુખનુ ધામ, વદે વેદ વાણીરે,
દાશ ગણુપત સામુ નાથ, જુઓ દયા આણીરે મારી વાહારે ૯

---

## પદ ૨૮ મુ.

રાગ ગોડી

શ્રીશુકદેવ ઉપાશી, અબહુમ-શ્રીશુકદેવ ઉપાશી ટેક
લક્ષ ચોરાશી ભમતે ભમતે, બહુત ભયોમેં ઉદાશી.
ચરણ શરણ અબ આઇ પડયો હુ, દુર ગઇ કાલ ફાશી, અબ ૧

કામ ક્રોધ મદ લોભ મોહછળ, શત્રુ ગયે શબનાશી,
સતગુરૂ દેવે દયા જબકીની, તબમેં ભયે સુખરાશી -અબ ૨
સબ તીરથ ગુરૂ ચરણે પાયો, કોટી મથુરા કાશી,
ગંગા જમુના ઓર નરબદા, જબ ગુરૂ બાણી પ્રકાશી -અબ ૩
ગુરૂમુખી હરિજન શબ્દ પીછાને, કયા જાણે મુઢ અભાગી
ગણપત શ્રી શુકદેવ પ્રતાપે, ગુરૂ ગુરૂ તાલી લગી -અબ ૪

---

## પદ ૨૯ મું

### રાગ પ્રભાત

ધન્યરે ધન્ય ગુરૂ દેવ દયાલ છો, અખિલ બ્રહ્માંડમાં એક સ્વામી
દુઃખ સાગર વિષે મોહ જ જાલમા, શરણુ આવી હાવે સુખપામી, ટેક
સ્થાવર જંગમ પ્રાણી સર્વે વિષે, વાશ વશી રહ્યા નાથ પોતે
દુઃખ તો દુર થયું સુખ નજરે પડ્યુ, શ્રી ગુરૂ દેવ પ્રકાશ જોતે, ધન્ય ૧
અવગુણો દુર કરો શાતિ આપી હરો, દર્શન રૂદયમા રહીને દીધા
કેમ છોડુ હાવે સતગુરૂ ચરણને પ્રેમથી પ્રીતમે એક કીધા, ધન્ય ૨
શાતિ આવી ગઇ ભ્રાતીતો દુર થઇ, સર્વમા શ્રીગુરૂ દેવ દીઠા
નેહથી નિરખતા રૂદયથી હરખતા, ભાવથી ભેટતા લાગે મીઠા, ધન્ય ૩
શ્રીશુકદેવના ચરણને સેવતા, ઈદ્રના ભોગ સહુ તુચ્છ લાગે,
જ્યારે ગુરૂ દેવ પોતેજ રક્ષક થયા, ત્યારે તો હવે શું દાસ માગે, ધન્ય ૪
અન્ય ઈચ્છા ગુરુ દુર કરો દાસને ચરણની ભકિત આપો મોરારી
શ્રીશુકદેવ છો શાંતિ દાતા ગુરૂ, દાસ ગણપત લીધો ઉગારી, ધન્ય ૫

---

## પદ ૩૦ મું

### રાગ હેલારી

વિષયો ન મુકે મારો સંગ વહાલા વીઠ્ઠલારે, વિષયોના મુકે-ટેક.
સેવાને સ્મરણ મારૂં, વિશરાવી મુકયું વહાલા,
નિત્ય કરાવે કુસંગ, કુસંગ, કુસંગ. વહાલા. ૧

જ્ઞાન ને ધ્યાન હુ તો ભુલીને બેઠો વાહાલા,
રામનો ન લાગ્યો મુને રંગ મુને રંગ　　વહાલા ૨
સંતોની સાખો સહુ મલતીને આવી વહાલા,
પાડયો માન ભજનમા ભંગ પાડયો ભંગ પાડયો ભંગ　　વહાલા ૩
આ ભવસાગર મહા દુખ ભર્યો વહાલા,
નારી નાગણી ડખે અંગ ડખે અંગ ડખે અંગ　　વહાલા ૪
મન મસ્તાન થઇ ચાકે ચઢયુ છે વહાલા,
ચાર ચાલે છે બે ઢંગ બે ઢંગ બે ઢંગ　　વહાલા ૫
રાખો શરણે શુકદેવ દયાળુ વહાલા,
નિશદીન આપો સતસંગ સતસંગ સતસંગ　　વહાલા ૬

---

## પદ ૩૧ મુ

### રાગ ઉપર પ્રમાણે

જો નહિ જોશો તો શાની પ્રીત, મારા નાથજીરે,　જો નહિ ટેક
રીશ કરીને મુને રડવડતો મુકયો વહાલા,
એ નહિ તમારી ગુરૂ રીત ગુરુ રીત ગુરુ રીત　　મારા ૧
પતિત પાવન નામ કહાવે તમારૂ વહાલા,
સંત શાસ્ત્રથી ખચીત ખચીત ખચીત　　મારા ૨
ગજ ગુણીકાને તમે ઉગારી લીધી વહાલા,
ભકતોને કીધા છે અભીત અભીત અભીત　　મારા ૩
પાપી અજમેલ પલમા ઉગાર્યો વહાલા,
નારાયણ નામથી અજીત અજીત અજીત　　મારા ૪
ભકતો તમારા મને સંત ગણે છે વાહાલા,
શાને ભમાવો હાવે ચીત હાવે ચીત હાવે ચીત　　મારા ૫
નથી કોઇ બેલી મારો આ ભવ માહી વાહાલા,
નિશદિન લાગે મને બીક લાગે બીક લાગે બીક　　મારા ૬
કહે ગણપત શુકદેવ દયાળુ વાહાલા
આપો હાવે ભકિત કેરી રીત આપો રીત આપો રીત.　　મારા ૭

---

## પદ ૩૨ મુ.

### લાવણી

શ્રીશુકદેવ દયાલ ગુરૂજી વ્યાપક છો જગમાંહી પ્રભુ
ચરણ શરણ આવીને સ્વામી બે કર જોડી વીનતી કરૂ ૧
આ ભવસાગર તરવાને એક ગુરૂ ચરણની ભકતી ખરી
એવુ જાણીને અંતરજામી મનમા મોટી હામ ધરી. ૨
ટેક ધરી ત્રીકમજી બેઠો નથી અન્ય બેલી મારે,
દીનાનાથ દયાલ પ્રભુજી આપ વિના કોણ ઉગારે ૩
અનેક ભકતો તારી લીધા જેણે બાનુ તમારૂ ધર્યું
સેવકના શકટ મટાડી ક્ષણમા સહુનુ કામ કર્યું. ૪
એ વિશ્વાસ ધરી અંતરમા હુ હાવે શા માટે ડરૂં,
મનમા ધ્યાન ગુરૂનુ ધરીને મુખથી ગુરૂ ગુરૂ રટણ કરૂં ૫
નામ રૂપથી ન્યારા ગુરૂજી નામ રૂપ થઈ વ્યાપી રહ્યા,
નિરાકાર સાકર તમે છો અગણીત ગુણ નહિ જાય કહ્યા ૬
નારદ સારદ શેષ આદિ સહુ પાર ગુરૂનો નવ પામે,
સેવા સમ ણુ ધ્યાન કરીને ભવસાગરના દુખ વામે. ૭
સત શાસ્રની શાખ થકી સહુ મનના શશય દુર કરી,
ગણપત શ્રી શુકદેવ ગુરૂની રેહેવુ નિશ્ચય ટેક ધરી ૮

---

## પદ ૩૩ મુ

### ગરૂડે ચઢી આવજો ગીરધારી—એ રાગ.

દયાનિધી દાસનાં દુખ કાપો, નિજ ચરણની છાપજ છાપો, દયાનિધી
નમુ શ્રીશુકદેવ દયાલ, પ્રભુ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ.
ચરણ શરણ પડયો રંક બાલ, દયાનિધી. ૧
શુકદેવ છો સુખના સિંધુ, ભકત વત્સલને દિનબંધુ.
એહું જાણી ચરણજ વંદુ, દયાનિધી. ૨
નથી શુક સમાન કોઇ દાતા, કાપી કષ્ટ કરો સુખ શાતા.

શુકદેવ પીતા માત ભ્રાતા, દયાનિધી

અપરાધી છુ પૂર્ણ પતિત, લોભી લપટ ગુણ રહીન
નથી જ્ઞાન ભકિત વિષે ચિત્ત, દયાનિધી. ૪

દભી પાખડીને છુ ધુતારો, દોષ ગણુતાં આવે નહિ આરો
કામી ક્રોધી જાણી ન વિશારો, દયાનિધી ૫

તૃષ્ણા પુર વિષે હું તણાયો, માન મત્સરમે હે હણાયો
પણ શ્રો શુકદાસ કહેવાયો, દયાનિધી ૬

જેમ આપો તેમ તેમ જાચું, થયો નિલજ માટે ન લાજુ
મન કાચું રહ્યુ માટે નાચ્યુ, દયનિધી ૭

હાવે કરવુ હોય તેમ કરજો, પણ રકની વહારે ચડજો
મારો ઈચ્છાને પુરણ કરજો, દયાનિધી ૮

મુર્ખ પંડિત થવા ઈચ્છે, રક થઇને રાજા થવા ભિચ્છે,
મુજ મનની દશા એવી થઈ છે, દયાનિધી ૯

દિનાનાથ છો અતર જામી, રકનો પડતો રહીશ જો સ્વામિ,
ત્યારે આવશે નામને ખમી, દયાનિધી ૧૦

નથી જોર મારૂં તલભાર, રડું પડું ને કરૂ પોકાર
વાહારે ચઢશો તે વિશ્વાધાર દયાનિધી. ૧૧

કદી ચડજો નહિ તમે વાહારે, નહિ કાર્ય થશે કાંઈ જ્યારે
હાસી લોકો માહે થશે ત્યારે, દયાનિધો ૧૨

ત્રાહી ત્રાહી પોકારું નાથ, મે તો આભમા મારો છે બાથ
દાસ ગણપતનો ઝાલો હાથ, દયાનિધી ૧૩

---

## પદ ૩૪મુ.

શુ નટવર વસંત થઇ થઈ નાચી રહ્યા—એ રાગ,

ગુરૂ દેવ રક દાસને વિશારસો નહિ,
વિશારસો નહિ હાવે ભુલશો નહ; ગુરૂ દેવ ટેક.
સાખી શ્રી. ગુરૂદેવ દયાળ જો ભકત વત્સલ મહારાજ,

શરણુ શરણુ આવી પડયો શ્રી હરી રાખો લાજ,
આ. લાજ રાખીને હાવે કાર્ય સુધારવા,
વિલબ ગુરૂજી જરા કરશો નહિ, ગુરૂ દેવ ૧

આ શુભ કર્મો કરવા વિષે મન મારૂં હરખાય
કરજો સહાય સદા ગુરૂ જેથી આનદ થાય,
આ. સહાય કરીને દયા દીલ ધરીને જરા,
ભવીના પુરમાં ભમાવશો નહિ,
આ દેહ દ્રવ્યને મનુષ્યનું જોર નથી મુજ પાસ,
વહાર કરીને વિઠ્ઠલા પુરણ કરજો આશ,
આ દાસ તણી આશ સહુ પુરણ કરવા,
મુજ દોશ દીલમાં વિચારશો નહિ, ગુરૂ દેવ ૪

આ. દયાકરીને દાસને તારી લેજો આજ
કાર્ય સમાપ્તી પ્રેમથી કરજો ગુરૂ મહારાજ
આ. કરી સમાપ્તી શામ દામને સુ નીતથી
શાંતીના સ્થાનને ભુલાવશો નહિ, ગુરૂ દેવ

આ કર્મ કદી સભાળીને વેહેતાં મુકશો દાસ
રોતો પડતો રહીશહુ તો થાશે ઉપહાસ
આ. ઉપહાસ દાસનુ જગતમા કરાવશો જો,
ત્યારે તો શુ નામને લજાવશો નહ, ગુરુ દેવ ૫

આ. (ઓગણીશે છાશેઠની વૈશાખ શુદી ત્રીજ
વારબુધ મે મન થકો નકકી કીધો દીન
આ દીન વીતી જાય ત્યારે દુરીજનો તાલી લઈ
હસશે તેમુજથી સહવાશે નહિ ગુરુ દેવ ૬

આ. બાનુ ધર્યુ બલવતનુ માટે બીડી હામ
અનેકવાર કીધા તમે નિજ ભકતનાં કામ,
આ. માટે આવી આજ લાજ રાખો આરંકની,
દાસ ગણુપતને બીવાડશો નહિ, ગુરુ દેવ ૭

---



## પદ ૩૫ મું

વહાલા વેગે આવોરે, દયા દીલે લાવોરે—એ રાગ

ગુરૂ શુકદેવરે, ટાળી અહમેવરે, શરણુમાં હું રહ્યો હોજી,
હાવે નહિ વિશારો મહારાજ, ગુરુ શુકદેવ ટેક.
સુખ શાંતી દાતાર છો શ્રી ગુરુદેવ દયાલ,
જાણી એવું મન થકી દીધો મોટી ફાલ,
નિજ શકિત સંભાળતા મન થયુ એ હાલ,
હાવે હીમત હરજી આપોરે—શરણુમા હુ ૧

લોભી લંપટ લાલચુ કામ ક્રોધ ભંડાર
ગણુતાં મુજ અપરાધનો આવે નહિ કાંઇપાર,
પણુ મે બાનુ આપનુ ધર્યું છે વિશ્વાધાર.
માટે હાવો બાંધીરે—શરણુમાં હુ ૨

આપ તણા ગુણુ નામનો પાર ન પામે શેષ,
ત્યારે પામર જીવ હુ શુ જાણુ લવ લેશ
શાસ્ત્ર પુરાણુની શાખથી ગાયા શુક મહેશ,
શુક શુક કહેતો સ્વામીરે. શરણુમાં હુ ૩

કીધા કાર્ય જુજ અતી ઘણાં માટે કીધો લોભ,
અંતર જામી નાથ છો ધરશો નહિ મન ક્ષોભ,
યજ્ઞ રુપ આ કાર્યમાં પુરણુ આપો શોભ
સાધનો ને છોડીરે શરણુમા હુ ૪

મન તુ લેહેરી રૂપછે માટે શીદ ગભરાય,
માગે છે મુર્ખાઇથી એવુ નિશ્ચય થાય
પરણ્યો પાળે પ્રીતથી એવોછે જગન્યાય,
એવુ સમજી મનમારે શરણુમા હુ ૫

પણુ મન મુરખ બહુ ભમે સંગ થકો મહારાજ
ડગમગ ટાળી ત્રોકમા આવી કરજો કાજ.
લક્ષ્મિપતીની હુ થઈ કેમ જશે મુજલાજ
બાનુ ધરીને બેઠોરે શરણુમા હુ ૬

યજ્ઞ પુર્ણ આનંદથી કરજો દીન દયાલ,
શ્રી શુકદેવ ચરીત્ર જાણે વૃધ્ધ ને બાલ
ગણપત કીંકર આપનો તેની લ્યો સંભાલ
અન્ય નથી કોઇ બેલીરે શરણમાં ૭

---

## પદ ૩૬ મું

મારા મન ગમતા મહારાજ, એ રાગ

શુકદેવ છો સુખ ભંડાર, માટે શાંતિ આપજો,
દીનબંધુ છો દીન દયાલ—કષ્ટો કાપજો—ટેક
મારે સગા સબંધીમાં છો તમે,
હાવે શોક મોહો શીદને દમે,
કૃપાનાથ કૃપા કરી દાસને શરણે રાખજો, શુકદેવ ૧
મારે અન્ય કોઈ બેલી નથી,
તે શું અંતરજામી જાણો નહિ,
મારા ડગમગતા મનને મહારાજ અટાકજો, શુકદેવ ૨
જ્યારે જોશો નહિ તમે શ્રીપતિ,
ત્યારે રંક સેવકની શી ગતિ,
નિચે ધરતી ને ઉંચે છે આભ દયા - લલાવજો શુકદેવ ૩
શક્તિ અલ્પને ફાળ મોટી ભરી
આઘું પાછું જોયું નહિ મેં જરા,
શીર સમરથ ગણી ગુરૂ દેવ હાવે તો બચાવજો શુકદેવ ૪
કીધા કાર્ય ઘણા તમે દાસના,
માટે મોટી થઇ મુને વાસના,
હાવે હીંમત આપીને નાથ સેવકને સંભાળજો શુકદે ૫
મન મુરખ ભમતું રહેતું નથી,
ગુરૂ ચરણમાં એ રમતું નથી,
માટે ધિરજની આપી ઢાલ શત્રુથી ઉગારજો શુકદેવ ૬

લાજ જાશે કદી લક્ષ્મીપતિ
હાસી થાશે ત્યારે જગતમાં અતિ,
અજુપતનો ઝાલી હાવે હાથ ને પારઉતારજો શુકદેવ ૭

---

પદ ૩૭ મું

કાયા જીવને કહે છે રે, એ રાગ

શુકદેવ દયાલુ રે, શરણુમા હુ આવી પડયો,
હાવે નાથ નિભાવો રે, પ્રભુ નહિ કરશો પરો.—૧
નથી બેલી કો મારે રે, એ જાણો સહુ નાથ તમે,
ચારે પાસ શત્રુઓરે, આવી આવી નિત્ય દમે,—૨
કામ ક્રોધ મોહજ રે, લોભે હુ લેવાઇ ગયો,
શોક શકાના પુરમાંરે, ગુરૂ હુ તો નિત્ય વહયો —૩
હાવે નાવ બચાવોરે, સેવકની સહાય કરો,
દયા દીલમા લાવીને હૃદયના નેહેમ ધરો —૪
ત્યારે બાનાને બટ્ટોરે, લાગે ત્યારે કોણ જપે,
સોનુ રૂપુ ને પીતળરે, સહુ એક ભાવે ખપે —૫
ત્યારે નાથ તમારી રે, નીતિ નહો કોઇ ગણે,
ભક્ત વત્સલ ભૂધર રે, એવુ પછી કોણ ભણે —૬
લોભી લપટ કામીરે, ક્રોધી છુ અતિશે પ્રભુ,
પણ બાનુ તમારૂ રે, ધર્યું માટે કેમ નહિ નિભુ —૭
શુકદેવનો સેવક રે, એવુ સહુ જગત માને,
માટે શરણમા રાખોરે, ગુરૂ ભટકાવો શાને —૮
હાવે હાસી જો થાશે રે, ત્યારે બાનુ લજવાશે
દુરીજન મુખ મરડીરે, બોલે તે કેમ સેહેવાશે.—૯
ત્યારે ધિરજ જાશેરે, રોતો હુ રહીશ ભવમા
પણ ટેક નવ છોડુ રે, પડી છાપ જે મનમા —૧૦
મને મોહ લગાડીરે, ગુરૂ શુકદેવ હાવે,
મારૂ ભાન ભુલાવીરે, ભમાવો તે નહિરે ફાવે —૧૧

જેવું ઘટે તમનેરે, તેવું કરો નાથ ભલે,
પેહેરી ચુડી તમારીરે હાવે નહિ ટાળી ટળે.—૧૨
મુખે શુક શુક વાણીરે, લખી તેને કેમ ભુલુ,
ધનવતને પરણીરે, હાવે શીદ રૂળુમાં ડુલુ —૧૩
શુકજી સુખ દાતારે હાવે મને શાતિ આપો,
દાસ ગણુપત કેરારે, ગુરૂ દુખ સર્વે કાપો—૧૪

---

## પદ ૩૮ મુ

બેડો ભાઇ બુડતા તારો રે, એ રાગ

પ્રભુ મને પાર ઉતારો રે, નથી કોઇ બીજો આરો ટેક
ભવસિધુમા આવી પડયો પ્રભુ, જીવ ઘણો ગભરાય,
મોહના મોજા નીશદીન આવે, ધિરજ કેમ ધરાય
નથી કોઇ બેલી મારોરે, વિશ્વભર વાત વિચારો—પ્રભુ ૧
વપુરૂપી તમે વહાણુજ આપી મોકલીઓ મહારાજ,
વિવેક વજીર સાથે રાખી જીવ કર્યા મહારાજ
કરી કાજ આવજો વેહેલારે, આ પેલી મુદત પહેલા—પ્રભુ ૨
સુદર શેહેર સોહામણુ જેમાં રમા તણો નહી પાર,
ચોક બજારના ભુલો પડયો ત્યારે લોક મલી ત્યા નાર
રૂપાળી દીસે કવીરે, જાણે શમસેર જેવી—પ્રભુ ૩
મોહ પમાડી ભાન ભુલાવી તેણે કર્યો સ્વાધીન,
જ્ઞાન ધ્યાન ને ધીર છોડાવી તેણે કીધો અતી દીન.
ફાવે તેમ નાચ નચાવેરે, ઘડીમા હસાવે રડાવેરે—પ્રભુ ૪
એવામા એક પુત્ર થયો રૂપ ગુણ તણો ભડાર,
પુત્ર જોઇ માતા આનદ પામી પરણાવ્યો કરી પ્યાર
થયા એક નરને નારીરે, પ્રજા બહુ થઇ દુખીયારી—પ્રભુ ૫
કુવર કોઇનું કહ્યુ ન માને મિત્ર મલ્યા કામ ક્રોધ,
લોભમા લેવાઇ વિવેક સાથે કીધો છે વિરોધ
વિચાર વિવેકને સાથેરે, કાઢી મુકયા પોતાને હાથે—પ્રભુ ૬

દેશ વિદેશ વેહેપાર વધારી, કારભારી કરતો કામ,
તેણે વેહેપાર ઉંધો બહુ કીધો, રેહેવા ન દીધી બદામ
મને ખાલી ખેખુ બનાવીરે પછી એણે પુઠ બતાવી—પ્રભુ ૭
ત્રાહી ત્રાહી હાવે નાથ પોકારૂ, શ્રી શુકદેવ દયાલ,
દયા કરી મને પાર ઉતારો, દાસની લ્યો સંભાળ.
બાનુ ધરી ગણપત બેઠોરે, હાવે નહિ પાડશો હેઠો—પ્રભુ ૮

---

## પદ ૩૯ મુ

રાગ—ધોળ

મારા નાથજી હાથ ગ્રહી હાવે, કરો ભવજલ પાર
ગુરૂ ચરણ શરણમા આવી પડયો, મારે આપનો આધાર.-ટેક
ભવસાગરમા દીસે ભય બહુ, માહે જલ છે અથાગ
માયા વહેમ વમળ આવે અતિ ઘણા, નજરે જોતા અમાપ મારા ૧
કામ ક્રોધ રૂપી મોટા કાચબા, મદ મચ્છર મહા મીન;
જેમા લોભની લેહેરો આવ અતિ, મતિ થઇ ગઇ લીન મારા ૨
એમા આશા તૃ'ષ્ણાની આટી અતી, જોતા જીવ ગભરાય,
દયા દીલમા ધરોરે દામોદરા, કરો દીનની સહાય, મારા ૩
ગુરૂ નામની નાવ બક્ષો કરી, ધીર સમીર મોરાર,
આપી વિવેક વૈરાગ્ય હથીયારથી, ઉતારો ભવપાર. મારા ૪
આપી શ્રધ્ધા દોરી મેખ ટેકની, સમ સંતોષ શુકાન,
દયા દાનને દીનતા આપો ગુરૂ, જપ તપની નિશાન. મારા ૫
ગુરૂ શ્રી શુકદેવ દયાલ છો સુખ સાગર શ્યામ,
હાવે ચરણ શરણમા આવી પડી, વિનવે ગણપતરામ મારા ૬

---

## પદ ૪૦ મુ

રાગ—વેળાવળ પ્રભાત

શાને સતાવો નાથજી રંક શરણમા આવ્યો;
શ્રી શુકદેવ દયાલ છો, બાનુ ધરીને હું આવ્યો -શાને સતાવો ટેક

ઘટઘટ વ્યાપક વિઠુલા શીદ મુજને ભમાવો
ભવસાગરમાં બુડતાં મારી વહારે આવો—શાને સતાવો ૧
સંત શાસ્ત્રતણી સાખથી શુકશુક સુખ કરતો,
નામ નિશાન થકી ગુરૂ નથી કોઇથી ડરતો—શાને સતાવો ૨
અંતરજામી છો સર્વના નથી કાંઈ અજાણ્યુ,
ભક્તોની ભીડ મટાડી તે નથી જુગમાંહી છાનુ.—શાને સતાવો ૩
ડગમગ મનની મટાડીને દેશો દર્શન સ્વામી,
ગણુપત સામુ જોશો નહિ ત્યારે આવશે ખામી.—શાને સતાવો ૪

---

## પદ ૪૧ મુ.

રાગ ઉપર પ્રમાણે

શુકદેવ સુખનુ ધામ છે, એવુ શાસ્ત્ર પોકારે,
એવું જાણી મારા નાથજી, આવ્યો શરણ તમારે. શુકદેવ-ટેક
માત પિતા દારા પુત્રનુ, સુખ મીથ્યા જાણી
શરણે આવ્યો શુકદેવજી, તજી જગત કમાણી શુકદેવ-૧
હુ અપરાધી અતી ઘણો, પાપી પુરણ સ્વામી,
ભ્રષ્ટપણુ ભર્યું દીલ વિષે, જાણો અંતરજામી. શુકદેવ-૨
પતીત પાવન તમે નાથજી, સહુ શાસ્ત્રે ગવાયા,
અજામેલ ગજ ગુણિકા, તેની વહારેરે ધાયા. શુકદેવ-૩
નામથી કામ થયાં ઘણાં, એવુ સાભળી કરણે,
એવું જાણી મારા નાથજી, રંક આવ્યો છું શરણે શુકદેવ-૪
સંસાર સુખની ઇચ્છા નથી, રાખો શરણુમા નાથ,
ભવસાગરમાં બુડતાં, ઝાલો હેતેથી હાથ શુકદેવ-૫
નામ નિશાની નીભાવવા, આપો હીંમત સ્વામી,
ગણુપત આવ્યો શરણુમા નમે મસ્તક નામી. શુકદેવ-૬

---

## પદ ૪૨ મું

હરિ ભજતાં હજી કોઇની લાજ—એ રાગ.

શુકદેવ દયાના સાગર, કહુ છુ સાચુ રે,
મારૂં મનડુ છે મહારાજ, અતિશે કાચુ રે. શુકદેવ-ટેક
શીદ શ્યામ મુને ભવસાગર, માહી ભમાવોરે,
તુજ ચરણ શરણનુ બાનુ, શાને ગુમાવોરે શુકદેવ-૧
કરી કૃપા હાવે દીનાનાથ, જોશો દાસ સામુરે,
જેથી ભવસાગરનુ દુખ, દુર હુ વામુ રે શુકદેવ-૨
નહિ ઘટે નમેરા નાથ, તમોને થાવુરે,
તુજ ચરણ છોડીને મારે હાવે કયાં જાવુ રે શુકદેવ-૩
ભુ પતીત પાવન નામ, ગયા કેમ ભૂલીરે,
તો નામ તમારૂ લઇને, રહયો છુ ફુલીરે શુકદેવ-૪
અતી કામ ક્રોધ આવીને, મુને સતાપેરે,
પ્રભુ આપ વિના કોણ દુખ, હમારા કાપેરે શુકદેવ-૫
મદ મચ્છર બહુ દુખ દેછે, દીલમા આવીરે,
તેમાં લોભ તૃષ્ણાની સાથ, ગયો છે ફાવીરે શુકદેવ-૬
નહિ જોશો સામુ નાથ, ત્યારે શુ થાશેરે,
કામ ક્રોધ શત્રુ સાથ, કેમ જીતાશેરે શુકદેવ-૭
હુ પાપી પુરણ ભ્રષ્ટ, અતીશે ભારીરે,
નથી જ્ઞાન ધ્યાન કે સાન, ભકિત તમારીરે શુકદેવ-૮
શું કહેવું વારવાર, છો અતરજામીરે,
દાસ ગણપત વિનવે નિત્ય, મસ્તક નામીરે શુકદેવ-૯

---

## પદ ૪૩ મુ

કેદારો

રાત અડધી ગઈ દીનાનાથ, સેવકની સહાય કરો
હુંતો કરગરી જોડુ હાથ, વિઠ્ઠલ મારી વહારે ચઢો ટેક

રાત વિષે શત્રુ સહુ દેખી, થરથર કાયા કંપે,
નીશદીન મારો પાછળ લાગ્યા, જરા નહિ એતો જંપે -સેવકની ૧
જેવો તેવો પણ દાસ કેહેવાયો, ને ધરીને બેઠો તારૂ બાનું
શ્રી શુકદેવ ગુરૂ થયા જાહેર કેમ કરી રાખુ છાનું -સેવકની ૨
ભકત સહુની ભીડ મટાડીને, મુજને શાને સતાવો.
અવગુણ સામુ જોશો નહિ સ્વામી, અધમ ઓધારણ કહાવો-સેવકની ૩
જેમ રાખો તેમ સર્વે રહેછે, વાંક હાવે શો હમારો
દુરીજન સર્વે મેહેણા દેશે, વકકર જાશે તમારો -સેવકની ૪
ગોકુલમા નંદલાલ કેહેવાયાને, વનમાં ગાયો ચરાવી
ગોપીઓ સાથે થૈથૈ નાચ્યા, લાજ નહિ કાંઇ આવી.-સેવકની ૫
સાન કરીને ભાન ભુલાવી, ગોપીઓ વનમાં ભમાવી.
કઠીન રૂદય કરી મથુરા પધાર્યા, નંદજશોદા રડાવી.-સેવકની ૬
સંસાર સુખની ઇચ્છા નથી, મને ચરણ શરણમાં રાખો.
ગણપતરામ રૂદયમા બિરાજી, વૈરાગ્ય ભકિત આપો -સેવકની ૭

---

## પદ ૪૪ મુ

### કેદારો

ભજુ સત્યનારાયણ દેવ, નિરંતર ભાવ થકી.
મનવાણી પામ્યારે વિરામ, ગુરૂજીના જ્ઞાન થકી.
મનવાણી નીગમ નહિ, તેને કેમ કરી મુખ કેહેવુ.
ગુરૂગમ શબ્દ નિશાન થકી, મારે અંતર સમજી રેહેવુ -નીરંતર ૧
સત્યનારાયણ દેવ દયાલુ મુકીને અન્ય આરાધે,
તે ભવસાગરમા બહુ ભટકે, આધી વ્યાધી બહુ વાધે -નીરંતર ૨
પ્રગટ પ્રભુ મારા ગુરૂએ બતાવ્યાને, જન્મ મરણ દુઃખ ટાળ્યું.
સત્યનારાયણ નામ થકી મને, અવિચળ ઘર ઓળખાવ્યુ -નીરંતર ૩
જ્યાંજ્યાં નજર કરીને હું નિરખુ ત્યાંત્યાં ગુરૂજી બિરાજે,
રૂપ અખંડ અગોચર જોતા, કોટીકોટી કામ લાજે.-નીરંતર ૪

સ્થાવર જંગમ સર્વ વિષે પ્રભુ, જલહલ જ્યોત પ્રકાશે.
સત્યનારાયણ સભઘટ વ્યાપક, અન્ય નહિ મને ભાસે-નીરતર ૫
દ્રઢ વિશ્વાસ ગુરૂજીનો રાખી શ્રીહરિને આરાધુ,
મનમંદિરમા આસન વાળી, મંત્ર અનુપમ સાધુ-નીરતર ૬
ધન્યધન્ય શુકદેવ ગુરૂજીએ, ચરણ કમળમાં રાખ્યો
ગણુપત ઉપર મેહેર કરીને, પોતાનો કરી થાપ્યો.-નીરતર ૭

---

## પ્રભાત પદ ૪૫ મુ

### લાવણી

શ્રી શુકદેવ દયાલ પ્રભુજી, ઘટઘટ વ્યાપક નાથ તમે,
અંતર જામી છો બહુ નામી, શરણે આવ્યા સ્વામી હમે ૧
ભયભંજન ભૂધરજી હમને, ભકિત આપી બંધન કાપો
કૃપા કરી કેશવજી હાવે, સેવકને શરણે રાખો ૨
નથી કોઈ બેલી મુકો ન ઠેલી, દીનાનાથ દર્શન દેશો,
જન્મ મરણુના દુખ મટાડી, રંક દાસ શરણે લેશો. ૩
જ્ઞાની કહે અજ્ઞાની કહે, કોઇ ધુતારો પાખંડી કહે,
ભકત કહે કોઇ જગત તણુાજન, હરિજન થઇ કોઇ પાશ રહે. ૪
મુર્ખ કહે વિદ્વાન અને અભિમાની ગણી કોઇ વાત કરે,
લંપટ કામી ક્રોધી કહી કોઇ, મન માને તેમ મુખ ઉચરે, ૫
સર્વ રૂપ પોતેજ થયા તો ભીન્ન ભીન્ન કેમ નજર પડે,
વિશ્વભર તુજ ભકિત વિષે આ, ભય દુખ મુજને શીદ નડે. ૬
નથી હું સાચો છુ અતિ કાચો, પણ બળવંતનુ બાનું ધર્યું,
ગુરૂ હરિ નારાયણ છો માટે, એવુ જાણી દાવો કરૂ ૭
ત્રાહી ત્રાહી હાવે નાથ પોકારૂ, મેહેર કરીને નજર કરો;
ગણુપતના ગુણ દોષ તજીને, ભવસાગરથી પાર કરો ૮

---

## પદ ૪૬ મુ.

### શાતી પમાડે તેને તો સત કહીએ—એ રાગ

ભયથી ભમાવો છો શાને, ઓ વહાલા મારા. ભયથી—ટેક
વારવાર હુ વીનતી કરૂ છુ તે, સાભળતા કેમ નથી કને,
એવુંજ જ્યારે કરવુ હતુ ત્યારે, શીદ સમજાવ્યો શાને. વાહાલા-૧
આ ભવમા કોઇ બેલી નથી મારો, કરૂ રૂદન રાનો રાને,
ન્યાત જાત ભ્રાત સહુ ત્યાગ કરીને, બેઠો મલવ તને બહાને વાહાલા-૨
ભકતવત્સલ તમે કહાવો ભુધર, એમ લખ્યુ પુરાણુને પાને,
વ્યાપક રૂપ દર્શાવવાને માટે, રૂપ ધર્યું છે ભીને વાને વાહાલા-
સર્વે વિકારો મારા શાત કરીને, પ્રભુ બેશાડો હાવે ઠેકાણે,
શ્રી શુકદેવનો ભકત છે શાચો, એમ ભકતો તમારા મને જાણે વાહાલા-૪
લાખ શાખ શાભળીને આવ્યો શરણમા ભાને ગણો કે અભાને,
સચરાચરમા વાસ તમારો ત્યારે, ગણપત ભય શીદ મને વાહાલા-૫

---

## પદ ૪૭ મુ

### રાગ ગરબી

મોહનજી મારેરે, વીનતી ઉર ધરો,
સેવકના સામીરે, ગુરૂજી દ્રષ્ટી કરો —૧
હાવે નાથ નમેરારે, થએ કેમ પાલવશે,
તારૂ બાનુ પ્રભુજીરે, આવી કોણ જાળવશે.—૨
નથી હીંમત મુજનેરે, જાણો સહુ સામળીયા,
છો અતરજામીરે, ગુરૂ નહિ જાઓ કળીયા —૩
ગુરૂજી શુક સ્વામીરે, તમે સુખ દાતા છો,
પરીક્ષને પાળ્યોરે, સતોના ત્રાતા છો —૪
મને શાને સતાવોરે, નથી કોઇ મુજ બેલી,
ભવસાગર માંહીરે, નહિ મુકશો ઠેલી —૫
મારા અવગુણ સામુ રે, જોશો નહિ નાથ જરા,
છુ પાપનો દરીઓરે, નથી કાઇ નાથ મણા —૬

છો પતીત પાવનરે, અધમ ઓધારણજી,
એવુ જાણીને શરણેરે, હુ આવ્યો છુ હરજી—૭

જગ જાહેર થઈનેરે, કદી પાડો સ્વામી,
ત્યારે નાથજી આવેરે, બીરદ માહી ખામી—૮

મેહેણા સહુ દેશેરે, દુરીજન જો હમને,
ત્યારે લાજ તમારીરે, જાશે કહુ છુ તમને—૯

હુતો ગુણ હરામીરે, અતી છુ નાથ ખરો,
પણ શ્રી શુકદેવજીરે, હાવે પોતાનો કરો—૧૦

કરો પાપની માફીરે દયા કરી મેહેર કરો,
સેવક સુખ દાતારે, આ દુખથી પાર કરા—૧૧

અજ્ઞાન સતાવેરે નીરતર નાથ મને,
મારો ટેક મુકાવીને, ભુલાવેછે તમને—૧૨

વેહેમ મોહ અતીશેરે આવી મનમા રેહે છે,
નથી જપવા દેતોરે, નીરતર દુખ દેછે—૧૩

નથી કોઈ બેલીરે કોને જઈ રાવ કરૂ,
નથી હીમત હાવેરે, ગુરૂ કેમ ધિરજ ધરૂ—૧૪

માત તાત ને ભ્રાતજરે પતી પરમેશ્વર છો,
મીત્રોને સબધીરે, સહુ વિશ્વેશ્વર છો—૧૫

તુજ ચરણ શરણનીરે પ્રભુ ભક્તિ જાચુ,
નહિ ધન સપત્તીરે, ગુરૂ પાસે માગુ—૧૬

કદી મોહથી માગુરે નહિ દીલમાં લેશો,
હોય યોગ્ય હમોનેરે, કૃપા કરી તે દેશો.—૧૭

ગમે તે કરજોરે નથી કાંઈ હુ કહેતો,
કામ ક્રોધ હઠાવીરે, સ્મરણ મુજને દેજો.—૧૮

આપી ભકતી ભુધરરે, શરણ રાખો સ્વામી,
ગણપતની વિનતીરે, સુણો શુકજી સ્વામી.—૧૯

---

## પદ ૪૮ મુ

નાથ કૈસો ગજકો બંધ છોડાયો, એ રાગ.

બાનાનુ બીરદ વીચારી, પ્રભુ મારા, બાનાનુ બીરદ વીચારી, ટેક
બાનું ધરી બળવતનું બેઠો હુ, મન માહી હોસછે ભારી,
વહાર કરો વિઠ્ઠલવર મુજને, ક્ષણમા લેશો ઉગારી. પ્રભુ મારા
જેણે જેણે તારૂ નામ ઉચાર્યુ, તે પાર પામ્યા ગિરધારી;
એવુ જાણી હુતો શરણે આવ્યો, વિનતિ સ્વીકારો મારી પ્રભુ મારા
દામ ન માગુ ને ધામ ન માગુ, દારા ન જાચુ મોરારિ,
આબરૂ આપદા મારે ન જોઈએ, આપોને ભકિત તમારી, પ્રભુ મારા
મન મરકટ નિત્ય નાચ કરેછે તે મુજને આ ભવમા ભમાવી,
કામ ક્રોધની સેનાને લઇને, અંત પુરમા આવી પ્રભુ મારા
શ્રદ્ધા ને શક્તિ ભક્તિ તમારી, ક્ષણમા પ્રભુજી ભુલાવી,
બુદ્ધિ વિચારને કાઢી મુકીને, મન માને તેમ મહાલી. પ્રભુ મારા
ત્રાહી ત્રાહી હાવે શરણ પડીને, નીરાધીન દાસ પોકારી,
શ્રી શુકદેવ દયાળ ગુરૂજી, મુજ વીનતિ ઉર લ્યો ધારી પ્રભુ મારા
ભ્રાંતિ ભાગી ગુરૂ શાન્તિજ આપો, પાપ તાપ નિવારી,
ગણપતના મનમા મોહનજી, છાપ છાપોને તમારી. પ્રભુ મારા

---



# પ્રેમ લક્ષણાંના પદો



## પદ ૧ લુ

વીણા જંત્ર વાગે, એ રાગ

રામધુન લાગી પરમ ધુન લાગી, અબ કૈસે છુટે હો રામ ધુન ટેક
સતગુરૂ જ્ઞાન થકી દ્વૈત ભ્રાન્તિ ભાગી,
રામ સહુ ઠામ દીઠા, જોયુ જયારે જાગી-રામધુન ૧
રામ પર બ્રહ્મ શબ્દ, બ્રહ્મ શુક ત્યાગી,
આત્મ જ્ઞાન દ્રષ્ટિ કરી, ત્રિપુટીને ત્યાગી-રામધુન ૨
સિદ્ધ થયા સાધનને રહ્યુ નહિ બાકી,
રામ રસ પ્યાલો પીને, રહયો નિત્ય છાકી-રામધુન ૩
કામ ક્રોધ લોભ મોહ દૂર ગયા ભાગી,
શુકદેવ શબ્દ કેરી એક હાક વાગી,-રામધુન ૪
ગુરૂ મુખી ગુરૂ ગુરૂ, દેખી નિંદ ત્યાગી,
અજ્ઞાનીને ઉંઘ આવે, સો રહે અભાગી-રામધુન ૫
સુરતા રહે શબ્દ વિષે, જાય નહિ આઘી,
જન્મ મરણ રોગ કેરી છુટ ગઇ વ્યાધિ-રામધુન ૬
નર્મદાને તીર વસે, શુકદેવ ત્યાગી,
ગણપતને શિષ્ય કરી, જ્ઞાન ભક્તિ આપી-રામધુન ૭

## પદ ૨ જુ

મુરખને જ્ઞાન કદી નવ થાય, એ રાગ.

ભજુ શ્રી શુકદેવ સાચા, જેનાથી પ્રગટ થઇ વાચા ટેક

શ્રી શુકદેવે શાન કરી મને, ચરણ કમળમાં રાખ્યો
અવગુણ મારા માફ કરીને, પોતાનો કરી રાખ્યો,-ભજુ ૧
શાકાર શંકરરૂપ ધરીને, શકટ નાંખ્યા કાપી.
ઉકારવિષ્ણુ રૂપ ધરીને, ઉપાશના શુદ્ધ આપી -ભજુ ૨
ઉકાર બ્રહ્મ રૂપ ધરીને, ભકિત બીજને વાવ્યું
આકાર તુર્યા રૂપજ કહીએ, પરીક્ષતને મન ભાવ્યુ,-ભજુ ૩
સ્થાવર જંગમ મધ્ય ગુરૂજી, શબ્દ રૂપ રહ્યા વ્યાપી
દીન દાસ પર દયા કરીને અવિચળ ભકિત આપી,-ભજુ ૪

---

## પદ ૩ જુ.

રટુ રટુ શામલીઆ તારા નામનેરે, એ રાગ

ફોડી ફોડી મટુકી મારા, મહી તણીરે ટેક
મટુકી મારી મહીની ફોડી, મહીડા સહુ નાખ્યા છે ઢોળી
ગયો અહીંથી દોડી, જાણમા ચોરટોરે,— ફોડી ૧
નાઠો અહીંથી નખશ ખોરો, આપણે એની પાછળ દોડો
એનો મચકો મોડો, સહુ સાથે મલીરે,— ફોડી ૨
ટેવ પડીછે એને એવી, ચોરી ચોર કરેછે જેવી
નથી મલી કોઇ એના જેવી ત્યા લગીરે — ફોડી ૩
પકડીને પાછો બોલાવી, રાખીશુ માથે સમજાવી,
મહી માથે મુકાવી જઇશુ વેચવારે,— ફોડી ૪
ગોપીઓનુ ભાન ભલાવી, વનવગડામા ખુબ ભમાવી
ઝઘડો કરી નહી આવી, ગીરધરલાલથીરે,— ફોડી ૫
જ્યારે ગોપી હારજ પામી, ત્યારે પ્રસન્ન થયા મોરારી
ગણપત મસ્તક નામી, ભવ દુખ વીસરેરે,— ફોડી ૬

---

## પદ ૪ થુ

રાગ ઉપર પ્રમાણે

લેહ લાગી લટકારા તારા નામનીરે ટેક.

લટકારાની લેહ મને લાગી, અંતરની આંટી સહુ ભાંગી
ઝબકી જોયુ જાગી, મુજ દેહારમાંરે, લેહ લાગી ૧
જ્યાં જોઇએ ત્યાં એતો ભમતો, ગોવાળીયાની સંગે રમતો.
અડપલાં બહુ કરતો, વૃજની નારનેરે લેહ લાગી ૨
મોરલીએ કાંઇ કામણ કીધાં, ચિત્ત વિત્ત સર્વે ચોરી લીધા.
હાવે હમે નથી બીતાં, લોક લાજથીરે, લેહ લાગી ૩
સાન કરી મુજને સમજાવી, માત તાત છોડી હુ આવી
કામણગારી બેન સમજાવી શામળેરે, લેહ લાગી ૪
કામકાજ ઘરનુ નથી ગમતું, ચિતડુ નટવરમાં રમતુ,
નીશદીન રહેછે ભમતું ગીરધરલાલમારે લેહ લાગી ૫
જે કેહેવુ હોય તે સહુ કહેજો, મોહનજી મુજ મનમા રેહેજો
ગણપતની શુદ્ધ લેજો આ સસારમારે લેહ લાગી ૬

---

## પદ ૫ મુ

રાગ ઉપર પ્રમાણે.

ચાલો ચાલો ઓ બેની જઇએ આપણેરે
ચાલો ચાલો બેની જઇએ, વૃહ વેદના સહુ દુર કરીએ,
કામણ કર્યું હરિએ, ધિરજ શુ રહેરે. ચાલો—૧
આપણ સહુને એ બોલાવે, હાવે આપણે અહી કેમ ફાવે,
વિધવિધ રાગ બજાવે, કહાન પ્રેમથીરે ચાલો—૨
એમ કહી ગોપી સહુ ચાલી, કોઇ થકી તે નહીં રહી ઝાલી,
વનમા જ્યાં વનમાલી, ત્યાં આવી સહુરે ચાલો—૩
કાનુડાએ કોતુક કીધુ, ગોપીનું સન્માન કીધુ,
તુરત રડીને દીધુ, સહુએ તે સમેરે ચાલો—૪
પછી હસીને હરજી બોલ્યા, ત્યારે ગોપીના ચીતડાં ખોલ્યા,
નેત્ર નારીના ડોલ્યા, નીરખી નાથનેરે ચાલો—૫
બોલ્યાં ગોપી પ્રીત કરીને, મોહનજી પર રીશ ધરીને,
ચિત્ત ચોર શીદ ચિત્ત હરીને આવીઆરે. ચાલો—૬

હશી હશી સહુ દેછે તાલી, એક એક સામું નીહાળી;
ગણપત સહુ વનમાળી, સાથે તે રમીરે ચાલો—૭

---

## પદ ૬ ઠું

### ગરબી

આજ સખીરે પેલા કાનુડાએ, મર્મની મોરલી બજાવીરે
મોરલી બજાવી મારૂ મન હરી લીધુ સાન કરી સમજાવીરે-ટેક
વાટે ને ઘાટે સખી હરતા ફરતા, કાનુડો નજરે આવેરે,
લોક લાજ સરવે દુર કરીને, મન માને તેમ મહાલેરે, ૧
નાનો દીસે છે ને નખરા અતીસે, કયા જઇને શીખી આવ્યોરે,
નંદ જશોદાજી ઘરડા થયા માટે, જેમ કરે તેમ ફાવ્યોરે ૨
ચાલો સહુ સખી આજ એકઠી થઇને, જશોદા માવડીને કહીએરે,
વારો જશોદાજી લાડકવાયો, ગોકુળમા કેમ રહીએરે, ૩
ગોકુળમા ઘેર ઘેર એ તો ભટકે, જશોદા મનમાં ન આણેરે,
કળા કરીને એ તો કાલુ કાલુ બોલે, એના કપટને કોણ જાણેરે, ૪
એમ કહીને સહુ ગોપીઓ નીકળી, નંદ ઘેર સઘળી આવીરે,
શ્રી શુકદેવ પ્રતાપ થકી ગણપત, ગોપી ગોવિંદ મલી ફાવીરે, ૫

---

## પદ ૭ મુ

### ગરબી

આજ સખીરે પેલા કાનુડાએ, આવી અડપલાં કીધાંરે,
હું મારા ઘરના કામમાં રહી, ત્યારે વાછરડાં છોડી દીધાંરે -ટેક
વાછરડાં છોડીને મહીડાં ઢોળી, માકડા ઘરમાં ઘાલ્યાંરે,
શીકાં ઉપરથી મહીના ગોરસ, અડપલાં કરી પાડયારે-૧
રાત દિવસ એ તો ઘેર ઘેર ભટકે, નંદ નથી કાંઈ કહેતારે,
જશોદા જોઇને રાજીરે થાય, પણ દીલ વિષે નથી લેતાંરે.-૨
ગોકુળમાં ઉત્પાત મચાવી, મન માને ત્યાં મહાલેરે,

મોરલીમા કાઇ કામણુ કીધાં, તેમા કાંઈ નવ ચાલેરે,-૩
કોને જઇ રાવજ કરવી, કોને એ દુખ કેહેવુરે;
ગણુપત ગોવિંદની ગતિ ન્યારી, મનમાં સમજી રેહેવુરે.-૪

---

## પદ ૮ મુ

નહી છોડુ નહી છોડુ છબીલાજી નહી છોડુરે
મોહનજી ભલે મનને ભમાવો, ટેક વિક્રમ નહીં તોડુ,-છબીલાજી
કુલ કુટુંબ મરજાદાને ત્યાગી, પ્રીત પ્રીતમ શુ જોડુ,-છબીલાજી
કામણ કરીને કાના મોહ ઉપજાવ્યો, તેહતણુ દુખ નથી થોડુ,-છબીલાજી
પ્રીત કરીને કદી પડતી મુકો તો, થાશે આ જુગમા વગોણુ-છબીલાજી
ગણુપતના સ્વામી શુકજી દયાલુ, સર્વમા એક હુ નીહાળુ-છબીલાજી

---

## પદ ૯ મુ

રટુ રટુ શામળીઆ તારા નામનેર

ઘટઘટ બોલે છે ગિરધારી નિરખો નેહથીરે
ઘટઘટ વાસ કરીને વસીયો ભક્તિ હોય ત્યા ભાવે વસીયો,
એવો છે રસીયો શુ કહુ મુખથીરે—ઘટઘટ
ઉચ નીચમા સઘળે સરખો, પ્રેમ ધરી અંતરમા પરખો,
ગુરૂ ગમ જ્ઞાને નીરખો, સમજો સાનથીરે—ઘટઘટ
જ્ઞાનીના ઘટ માહી વસે છે, ભકતો પાસે નિત્ય રહે છે,
દુરીજનથી દુર રેહે છે, સેવો સ્નેહથીરે—ઘટઘટ
વ્યાપક રૂપ વિઠ્ઠલને વરવા, શ્રીહરિ ધ્યાન હૃદયમા ધરવા,
ગણુપત ભવજલ તરવા, શ્રી શુકદેવથીરે—ઘટઘટ

---

## પદ ૧૦ મું

ઘડપણ કોણે મોકલ્યુ

હુ તો લળીલળી લાગુ છુ પાય,—ગુરૂ ટેક
અખંડ અગોચર સત્ય પ્રકાશક વ્યાપક રૂપ મહારાજ
શબ્દ સ્વરૂપ સહુમા રહીને કર્યા' સેવકનાં કાજ—ગુરૂ

નીગમ નેતિ નેતિ કહેને, રૂષી મુની પામ્યા હાર,
નારદ સારદ શેષજ સરખા, કોઈ નહિ પામ્યા પાર ગુરૂ
ભકત વત્સલ પ્રભુ પ્રગટ પ્રકાશયા, તારી લેવા નિજ જન,
ચરણ શરણુ થયા જન્મ ધરીને, તેને છે નિત્ય ધન્ય ધન્ય ગુરૂ
પામરજન પ્રોછે નહિ, શુકદેવ તણા સિદ્ધાત,
ભવસાગરમાં તે ભમે જેનું મન થઈ ગયુ ભ્રાત ગુરૂ
શાસ્ત્ર પુરાણમા શાખ છે જાણે દેવ દાનવ મુનીરાય,
ભાખ્યુ ભાગવત ભાવથી, તારી લીધા પરીક્ષતરાય ગુરૂ
અદ્વૈત બ્રહ્મ સ્વરૂપ નિરગુણ નિરજન છો નાથ,
ભવસાગરથી ભૂધરા, તારો લ્યો આ સેવકનો સાથ. ગુરૂ
કામી ક્રોધી લોભી ને લંપટ, પશુ થયો શુકદાસ,
ગણપતના સ્વામી શામળા હાવે રાખો ચરણની પાસ. ગુરૂ

---

## પદ ૧૧મું

રાગ—ધોળ

સુણ સુણ બેની કહુ એક વાત, આજ કાનુડે માંડયો ઉત્પાત.
કાઇ નથી કહેતાં જશોદા માત તો કેમ રહેવુ હવે વ્રજમારે
કાનુડો કપટ કરો આજ આવ્યો, સાથે સહુ ગોપોને તેડી લાવ્યો,
દ્વાર ઉવાડા માટે આવી ફાવ્યો, તો કેમ કરૂ હુ એકલીરે
બાલકને બિવરાવે છે આવી, બોલતા નથી માટે ગયો છે ફાવી
બોલવા જઇએ ત્યારે જાય રિસાઇ, તો કેમ કરી દુ ખ વેઠીએરે,
માત જશોદાને જઇ આજ કહેવુ કેમ કરી દુ ખને હવે સહેવુ,
ગોકુળ ગામમા કેમ કરી રહેવુ, તો જયા જયા જઇએ ત્યાંતો એ ખરેરે
મોરલીમા એ તો મોહ ઉપજાવે, સાન કરી સહુ ભાન ભુલાવે,
મરમે કરી સહુ ગોપો બોલાવે, તો નખરા કરે છે નવા નવાંરે
અણીયાળી આખે એતો કરે ચાળા, મોરલીમા કરે શબ્દ રસાળા,
દુરીજન બોલે છે બોલ નઠારા, તો લેતો નથી એ મન વિષેરે
મોરલીમાં કાઇ કામણ કીધા, ચિત્તવિત્ત સરવે એણે ચોરી લીધા,
ગણપત દીલમાં દરશન દીધા, તો બલીહારી ગુરૂના બીરદનેરે

---

## પદ ૧૨ મું

ધોળ દેશીફેર

સખી મારે આજ આનંદનો દિનરે,
મારે મોહલે પધાર્યાં છે હરિજનરે
હાવે મારા મનમા હરખ નહીં માયરે.
જ્યાં દેખું ત્યાં વહાલોજી મુજને દેખાયરે.

લાગી મને ત્રીકમજી શું તાલીરે,
હાવે હું તો હરીવર જોવા ચાલીરે.
દુરીજનો મુખ મરડીને રહેશેરે,
વહાલો મને વાત તે છાની કહેશેરે.

હવે કોણ કુલ મરજાદા રાખેરે,
અમૃત મુકી વિષના પ્યાલો કોણ ચાખેરે
મોહનજી મલપતા મંદીર આવ્યારે,
સખી મે તો હેતે મોતીડે વધાવ્યારે,

વધાવીને ઘરમાં લાવીને બેસાડયારે,
મનના તો સાધા વાધા સહુ ટાળ્યારે
પ્રીત હતી પૂર્વ જન્મની જ્યારેરે,
મળ્યા મને મનગમતા ગુરૂ ત્યારેરે

હાવે નવ મુકુ છબીલાનો છેડોરે,
મલ્યો આજ સંત સાધુનો મેળોરે
ગોપી સહુ મનમા આનંદ પામીરે,
મળ્યા મને શ્રી શુકદેવજી સ્વામીરે.

---

## પદ ૧૩મું

રામ રામ રામ મારે નીશદિન કહેવું એ રામ
વ્યાપક વિઠ્લ તમને જોઇ જોઇ રીઝું.
જોઇ જોઈ રીઝું મને સુઝે નહિ બીજું;

નારદ શારદ ધરે ધ્યાન તમારૂં,
હાવે દીનાનાથ કહો કેમ વિસારૂં—વ્યાપક ૧
વાહ મારા વહાલા કેવી લીલા બનાવી
ભક્તો તણી વહારે પ્રભુ નીત નીત આવી—વ્યાપક ૨
નિરગુણ સગુણ થઈ મહાલો જગતમાં;
વાસો વશીને તમે રહો છો ભગતમાં—વ્યાપક ૩
નામ ગુણ રૂપ ધરી ભાલો ઘટઘટમાં;
દુરીજન દેખે નહિ તંતુ જેમ પટમા—વ્યાપક ૪
ગ્નાન કરી ભાનને ભુલાવી હાવે વહાલા,
શરણે રાખો ને કરૂ છું કાલાવાલા—વ્યાપક ૫
ડગ મગ ટાળી નિત્ય દરશન દેજો,
સુરતા સુધારી મારા હૃદયમાં રેહેજો—વ્યાપક ૬
શુકદેવ સ્વામી કદી જોશો નહિ સામુ,
ગણપતને કોણ પછી ધીર દેનારૂ—વ્યાપક ૭

---

## પદ ૧૪મું

### પારણા વખતે ગાવાના

પ્રગટયા શ્રી કૃષ્ણ કૃપાલ, ગોકુળમાં ટેક
ધન્ય ભાગ્ય શ્રી નંદજશોદાકો ઝુલાવે શ્રીગોપાલ—ગોકુલમાં ૧
શ્યામસુંદરછબી પ્રેમે નીરખતાં છુટ જાય જંજાલ—ગોકુલમા ૨
ગોપ ગોવાળન મગન ભયે અતી હસી હસી દેવેતાલ—ગોકુલમા ૩
શ્રી શુકદેવ કૃપા કરે કેશવ તબ મટે શીરસે કાલ—ગોકુલમાં ૪

---

## પદ ૧૫ મું

બીજ બીજ ધ્યાન ધરૂરે કેશવકો ટેક
નિરાકાર સાકાર ભયે હે, રૂપ ન જાય લખુરે—કેશવકો ૧
નિગમ નેતિ નેતિ જાકુ રટત હે, નિર્ણય કેસે કરૂ રે—કેશવકો ૨

નીતકી રીત કછુ નહીં દીસત, શાસ્ત્રબીધીસે પરૂ રે—કેશવકો ૩
શ્રી શુકદેવ ગુરૂ મીલે જાકુ, તીસકે હૃદય ઠર્યું રે—કેશવકો ૪

---

## પદ ૧૬ મુ

ઝુલે શ્રી નંદ કીશોર પારણે ઝુલે શ્રી ટેક
રાણી જસોમતી હરખે ઝુલાવે, આનંદમે ઝકઝોર—પાલને ૧
ગોપ ગોવાલન દરશન આવે, નીરખે જયો ચંદ્રચકોર—પાલને ૨
કોટી કામ જાકો નીરખત લાજે, એસોહે ચિત્તકોચોર—પાલને ૩
શ્રી શુકદેવ દયા ભઇ પ્રભુકી, મીટ ગઇ મનકો મોર—પાલને ૪

---

## પદ ૧૭મું

અગમ અગોચર કહાન, દેખ સખી,—અગમ ટેક
પુર્ણ પુણ્યસે સતગુરૂજીકી મીલગઇ મોકુ શાન—દેખ સખી ૧
ચારવેદ ચાર પાયે બનેહે, મોભ સ્થભ તીન કાંડ—દેખ સખી ૨
ચાર અવસ્થામે સમરૂપ બેઠે, નિર્ગુણને ગુણવાન—દેખ સખી ૩
બુદ્ધી યશોદા સુરત દોરસે, ઝુલાવે શ્રી ભગવાન—દેખ સખી ૪
શ્રી શુકદેવ મીલે પ્રભુ તબહો જબ ભુલે દેહેભાન—દેખ સખી ૫

---

## પદ ૧૮ મુ

દુખ ગયો સબ દૂર, આજ સખી, દુખ ગયો ટેક
ગોકુળ ગાવકી કયા કહુ શોભા, પ્રગટયા હે આનંદ સુર-આજ ૧
નંદ દ્વાર આજ સબ મીલ ચલીએ, આનંદમે ચકચુર-આજ ૨
જાકો ધ્યાનધરત બીધી શંકર, રૂષીમુની ને સબસુર-આજ ૩
શેષ સહસ મુખ રટત નિરંતર કોટી સુરજકો નુર—આજ ૪
શ્રી શુકદેવ નિરખી વ્રજ વનિતા, હોગઇ સબમતી ભુર—આજ ૫

## પદ ૧૯મું

ધન્ય જશોદા મૈયા, દેખ સખી, ધન્ય જશોદા—ટેક
ધન્ય ભાગ્ય આજ નંદબાવાકો, પ્રગટ ભયે કનૈયા—દેખ સખી ૧
નંદ જશોદાકી આગે ખડે રહી, નાચત થન થન થૈયા—દેખ સખી ૨
દેવમુનીકો દર્શન દુર્લભ, સો પ્રભુ ચારત ગૈયા—દેખ સખી ૩
દધી માખન અપને મુખ માગે, પકર પકર ગોપી મૈયા—દેખ સખી ૪
શ્રી શુકદેવ કહુ કયા મુખસે, સાન કરતહે સૈયા—દેખ સખી ૫

---

## પદ ૨૦ મુ

બ્રજ બનિતા સબ આઇ, નંદ ઘર બ્રજ બનિતા ટેક
દધી હલધર સબ છાંટે પરસ્પર, આનંદ ધુન મચાઇ—નંદઘર ૧
ચોવા ચોવા ચંદન અબીલ અગરજા, મુઠી મુઠી બાદલ છાઇ—નંદઘર ૨
ઘર ઘરસેં લાવે માખન મીસરી, ભાત ભાત મીઠાઇ—નંદઘર ૩
શ્રી શુકદેવ ધન્ય બ્રજ બનિતા, બશ કીયે કૃષ્ણ કનાઈ—નંદઘર ૪

---

## પદ ૨૧ મુ.

જશોમતી પલને ઝુલાવે, લાલકો જશોમતી ટેક
ઘર ઘરસે ગોવાલન આવે, મોતીસે કહાન બધાવે—લાલકો ૧
નેનમે નેન મીલાવે કહાનમો, હસી હસી આનંદ પાવે—લાલકો ૨
શ્રી બ્રખુભાન દુલારી રાધિકા, લઇ લઇ કંઠ લગાવે—લાલકો ૩
દેહ ગેહકો ભાન ભુલી સબ, લાલકે દર્શન આવે—લાલકો ૪
શ્રી શુકદેવ ભજો સમઝાવે, જન્મ મરણ મીટ જાવે—લાલકો ૫

---

## પદ ૨૨ મુ

શુ કર્યું ગીતા ગાયનેરે એ રાગ

ભાગવત ભાગવત ભાગવત ખરૂ ધન, ભાગવત ભાગવત ભાગવત ટેક
ભાગવત ધન જેની પાસે રહ્યુ છે, શુ કરશે તેને હરકત—ખરૂ
ભાગવત રસમા રાચી રહ્યા જે, તેનુ થયુ જન્મ મરણ ગત—ખરૂ
પરિક્ષતરાય જુવો સાત દીવસમાં, પામ્યા અખંડ પદ સાશ્વત—ખરૂ
નારાયણે કહ્યુ બ્રહ્મદેવજીને પ્રેમથી, જેણે ચ્યુ વીશ્વજાણે સ્વપ્નવત્—ખરૂ
નારદને વ્યાસ સહુ એને વખાણે, ભકત લોક જાણે જેને આત્મવત્—ખરૂ
ગણપત ભાગવત શુકનુ સ્વરૂપ ગણી, રાત દિન પીયો રસ ઘટઘટ—ખરૂ

## પદ ૨૩ મું

### હોરીઓ તથા વસંત

સંતો હરિજન હરિનુ રૂપ છે એવુ સમજે તેને સુખ છે-સંતો ટેક
હરિ હરિજનથી છેટા નથી, જુવો શાસ્ત્ર પુરાણે કહ્યુકથી
સહુ હરિજનમાંએ વ્યાપી રહ્યા, એવું જાણી શાણુાએ દીલ ધર્યા-સંતો ૧
એતો ભકત તણે સ્વાધીન છે, સહુ હરિજનમાં તલ્લીન છે
માટે હરિજનને હરિ જાણીએ, તેમા ભેદ કશો નહીં આણીએ.-સંતો ૨
જુવો પ્રહલાદ ધ્રુવ અમરીશને, સનકાદીક નારદ શુકને,
વ્યાસ વાલ્મીક જેવા મુન્યને, નાથ નીરખી ટાળ્યા પાપ પુણ્યને-સંતો ૩
જેણે હરિજન હરિરૂપ નિરખીયા, તેણે શબ્દ ગુરૂના પરખીયા
તેને ભાસી રહે ભરપુરરે, તેના દુખ થશે સહુ દુરરે-સંતો ૪
શુકદેવ દયાલને નિરખતાં, મારાં તનમન નિત્ય હરખતાં
શબ્દ સાન થકી ગુરૂ ભાળજો, ગણુપત નિત્ય સતસંગે મહાલજો-સંતો ૫

---

## પદ ૨૪ મુ

### વસંત

મને કામણુ કીધું કાનુડે, મારી નજરે જયાં ત્યા એ પડે-મને ટેક
મને નાથ વીના નથી ફાવતુ, મારી નજરે નથી કોઈ આવતું
મને મોહની કીધી મોહને, હાવે એ દુખ કહુ હું કોની કને ૧
હું તો કાન કાન મુખ ઓચરૂ, હુ તો નિશદિન ધ્યાન એનું ધરૂં
મેં તો કુલ મરજાદા છોડીરે, મેં તો પ્રીત પ્રીતમ સાથે જોડીરે-મને ૨
મને સબઘટ સરખા ભાસીયા, મારા અંતર માંહી પ્રકાશીયા
એવા મોહન મલપતા આવીયા, સહુ હરિજનને મન ભાવિયા-મને ૩
સહુ માન ગુમાન મુકી કરી, જૂવો નીર્મલ નેત્રે હરિ હરિ
શુકદેવ ગુરૂએ દયા કરી, ભેટે ગણુપત બાથો ભરી ભરી-મને ૪

---

## પદ ૨૫ મુ

### વસત

આવો હરિજન રમીયે રગમા, આજ આનદ અગો અંગમાં-આવો
પ્રેમ પીચકારી લેલે હાથમા, આગ્યા વહાલાજી આજે લાગમાં
સહુ સત સાહેલીના સાથમા, એને ભેટો હેતેકરી બાથમાં-આવો
આવો સમય ફરીફરી નહિ મળે, જેની બ્રહ્માદિક ઇચ્છા કરે
જેને નિગમ નેતિ નેતિ આચરે, જેને જોતામાં ચીતડાં ઠરે-આવો
એતો કામણગારો કાનુડો, જોનાં નાનોને જગ જેવડો
કોઇ નહિમલેએના સમો વડો, જયાંજયા જોઇએ ત્યા ત્યાંએ ખડો-આવો
એને શીસ ચઢે વાત વાતમા, એતો નાશી જશે ઉઠી રાતમાં
એતો નથી વરણકુલ જાતમાં, જોજો રહેશો નહિ તમે ભ્રાંતમાં-આવો
જ્ઞાન ગુલાબ છાટો ખોબા ભરી, રગ રેલ કરો આજ સહુ મલી
કહે ગણુપત રેહેવું હળી મળી, જાશે ત્રીવિધિ સહુ ટળી-આવો

---

## પદ ૨૬ મુ

### વસંત

હુતો બાનુ ધરીને ફાવીઓ, મારે અતર અનુભવ આવીઓ-હુતો
વહાલા આદીને અતર નિરખ્યુ, ત્યારે રૂપ ગુરુનું પરખ્યુ
રવી ઉગે મટે અધકારરે, એમ મટયો સહુ અહકારરે-હુંતો
સોમે સત્સગ સહુમાં સારરે, કરે શાસ્ત્ર પુરાણ પોકારરે
એવુ જાણી સમાગમ કીધોરે, મેતો હરિરસ હેતે પીધોરે.-હુ તો
સોમે ભ્રાંતીતો મનની ભાંગીરે, ત્યારે જોયું મે અતર જાગીરે
ગુરૂ શબ્દ તણી ટોચ લાગીરે, હવે સુરતા જાય ન આઘીરે-હુ તો
બુધે બુધ્ધી ગુરૂએ આપીરે, જેથી બંધન નાંખ્યાં કાપીરે.
વહાલો સચરાચર રહ્યા વ્યાપીરે, મને ચરણુની ભક્તિ આપીરે.-હુતો
ગુરૂ ઘટઘટ સહુમાં બોલેરે, નહીં આવે એની કોઇ તોલેરે
મે તો ભવનાં બધન તોડરે, મે તો સ્નેહ કર્યો એની જોડરે-હુતો

---

શું કરેતો સાધન ટળીયાંરે, મારા કારજ ગુરૂજીએ કરીયારે
મારા મન ઇદ્રીય સહુ ઠરીયારે પાપતાપ સહુ હાવે જશેયારે-હુ તો
શની શાન કરી સમજાવેરે, તેતો શાણા સમજમા લાવેરે
જેને ગુરૂ વિના બીજુ ન ભાવેરે, તેને જળહળ જ્યોત પ્રકાશેરે-હુતો
સાતવાર કહે શુકદેવરે, તુતો નીશદિન શ્રી ગુરૂ સેવરે
દુર કરજે તુ તારી કુટેવરે, ત્યારે થાશે તે રગની રેલરે-હુ તો

---

## પદ ૨૭ મુ

### વસત

કહે કહાન સુણો એક વાતડી, કેમ લીધી સહુએ રાતડી-કહે
કેમ આવ્યા સહુ તમે આજરે, દુર કરી કુલની લાજરે
માત તાત તમારા સોધશે, તમ સ્વામી સહુ ઘણા ખીજશે-કહે ૧
જાઓ જાઓ વહેલા તમે ઘેરરે, નહીતો ગોકુળમા થાસે કેરરે
વનવિકટદીસે છે બીઆમણું, તમે અતરમા કેમ નહી ગણ્યુ-કહે ૨
સેવા સ્વામીની કરવી નારને, નિત્ય સાચવવો વહેવારને
મોહ મનમા ન ધરવો કાઇરે, જાણે સ્વામીની સાચી સગાઇરે-કહે ૩
એવા વચન સુણી સહુ નારરે, રડે ચોધાર આસુની ધારરે
સ્નેહ સામળીયાને આવ્યોરે, ત્યારે ગોપીને પ્રેમ બતાવ્યોરે-કહે ૪
કહે કૃષ્ણ સારૂં થયુ આજરે, રમવાનો આવ્યો રૂડો લાગરે
એવુ સુણતામા ગોપીઓ હરખીયા,કહે ગણપત ગોવીંદમાં મલ્યાં-કહે૫

---

## પદ ૨૮ મુ.

### વસત

જેને અતર દ્રષ્ટિ થાયરે, તેના ત્રીવિધિ તાપ હોલાયરે ટેક
તેને સચ્ચિદાનદ દેખાયરે, તેને આનદ અનુભવ થાયરે-જેને ૧
સહુમા વ્યાપક સહુમા સરખોરે, એવાશ્રી અવિનાશીને પરખેરે
તેને નીશદિન નેહથી નરખોરે, તમે નિરખીને હૈયે હરખોરે-જેને ૨
જેણે નિરખ્યા નિરજન સ્વામીરે, તેની ભવની ભાવટ વામીરે

તેની દૂર થઈ સહુ ખામીરે, એતો વ્યાપકને બહુ નામીરે-જેણે ૩
સહુ રૂપમા સરખો ભાસેરે, જડ ચૈતન્યમાહી પ્રકાશેરે,
એને નિશ્ચયેથી કાલજ નાસેરે, એને સત્યાથી શાંતિ થાશેરે-જેણે ૪
માટે માયા વિષે નવ ડુબોરે, જરા અનુભવ નેત્રથી જુવોરે,
શુકદેવની સાન વિચારોરે, જેથી સફળ થશે જનમારો-જેણે ૫

---

## પદ ૨૯ મુ

### રાગ હોરી

સહુમાં સત સમાગમ સારો, ભલે લાખો ગ્રંથ વિચારો, સહુ ટેક.
શિવ શનકાદિક નારદ શારદ, વાલ્મિક વ્યાસ વખાણે-સત સમાગમ
મહીમા મોટો તેને મુરખ નહીં જાણે, ગણો તેને કાષ્ટ પ્રમાણે-સહુમા
સત સમાગમમા સુખમાણે, તે નર ભવજલ તરશે, દુષ્ટ વિકારોને દૂરજ
કરશે, ભવમા નહી અવતરશે, નીરંતર સતસંગ કરશે-સહુમા
સત સમાગમ સતગુરૂ ત્યાગી, સાધન અન્ય આરાધે તેમતેમ મનમાઅભી
માન વાધે, નિજ ઘર કયાથી લાધે, તેને આધિ વ્યાધિ બાધે-સહુમા
પૂર્વ તણાપુણ્ય ઉદયથશે જયારે, ત્યારે સમાગમ મળશે, છોટમ મોટમ
દૂર થશે તો ભવસાગરથી તરશે, ગુરૂ શુકદેવને ભજશે-સહુમા

---

## પદ ૩૦ મુ

### હોરી

સહુ હરિજન હીલમીલ ચાલો, સમાગમમા નિત્ય મહાલો-ટેક.
અરસ પરસ સહુ હેતકરીને, હરીરસ અમૃત પીજો કામ ક્રોધ મદ શત્રુ થકી
તમે નિશદીન અંતર બિહિજો, હરિજન દેખીને રાજી-સહુમા
સબ ઘટ વ્યાપક ગુરૂજી બીરાજે સમજીને વચનજ સેહેજો, નામ રૂપગુન
જાનકી રચના જાણી ભજનમા રહેજો, બોલે ત્યા કયા થકી બીજો-સહુ
વ્યસની પોતાનો ખરચ કરી પણ, વ્યસનીઓને વધારે, હરીજન હોય તે
સુખ દુ:ખ વેઠી જન્મ બીજાનો સુધારે, ઘડીમાહી પાર ઉતારે.-સહુ

અંતરના સહુ દોષોતજીને, શબ્દ કહીશુ નિત્ય સેહેશે દેહ તણો અભિમોન કરી દૂર હરિજન સેવા આદરશે, તેને ગુરૂ નજરે પડશે.—સહુ

---

પદ ૩૧ મુ

હોરી

આજ આનંદ અંગો અંગે, રમુ હોરી વાહાલાની સંગે-આ૦-ટેક
જ્યાં જ્યાં નજર કરીને નીરખુ, ત્યા ત્યા ગુરૂજી બિરાજે,
બીજું કાંઈ મારી નજરે નહી આવે, તો ઝલહલ જ્યોત પ્રકાશે,
બીજા જાણે અનહદ બાજે આજ ૧
સ્થાવર જંગમ વ્યાપક વાહાલો, ઠામ નથી કાંઈ ઠાલો,
પ્રગટ પ્રભુ સચરાચર પેખી, પ્રેમ મગનમા મહાલો,
નીરંતર નાથ નિહાળો આજ ૨
ત્રણ ગુણની પીચકાી કરી વહાલે, સોહમ્ રંગ જમાવ્યો,
જ્ઞાન ગુલાલ ખોબા ભરી છાંટે, ખેલ વસંત મચાવ્યો;
જાહા તાહા આનંદ છાયો આજ ૩
સંત સાહેલી ટોળે મળી સહુ, ફાગ ખેલોને ઉમંગે,
રસીયાજી રસ છાંટી રહ્યા છે, ગણપત શુક ગુરૂ સંગે,
બીજુ નહિ નાથસે મંગે આજ ૪

---

પદ ૩૨ મું

હોરી

ગુરૂ દેવ હવા દીલ લાવો, દયા કરી મુજને બોલાવો, ગુરૂ ટેક.
દૂર કરી મુને શાને શામળીયા, પ્રીત કરો મુકો પડતી,
અવગુણ મારો શો મનમા આવ્યો તેની ખબર નથી પડતી,
રહી હુતો પ્રડતી આખડતી, ગુરૂ ૧
ભકત વત્સલ તમે ભુધર કહાવો, શાંતિ તણા ગુરૂ દાતા,
રહેમ કરી રણછોડ ત્રીકમજી કરશો મને સુખ સાતા,
નથી કોઈ જગમા ત્રાતા. ગુરૂ ૨

વિરહનો વન્હી પ્રગટ થયો દીલમાં તનમન અતીશે સંતાપે
રાત્રિ દિવશ મને ચેહેન પડે નહિ ભૂખથી ભોજન નહીં ભાવે
નેનમાં નિદ્રા નહિ આવે ગુરૂ ૩

અવગુણ મારા માફ કરી મને ચરણ શરણમા રાખો,
શ્રી શુક દેવ ગુરૂછો દયાલુ સતસગ ભકિત આપો
ગુરૂ મારા બધન કાપો, ગુરૂ ૪

---

## પદ ૩૩ મુ.

### હોરી

સહુ હરિજન દીલમા ધારો, કહુ તે શબ્દ વિચારો, સહુ ટેક
આ સસાર અસાર ગણી નિત્ય સતસગ કરજો સારો,
કામ ોધને દૂર કરી તમે ગુરૂજીના વાકય વિચારો,
પોતાનુ કાર્ય સુધારો, સહુ ૧

સત સમાગમ સુરવીર કરશે જે કાયા માયાથી ન ડરશે,
કપટ કળાને દૂર કરીને ગુરૂના વચન ધીર ધરશે,
તેનો આ જન્મ સુધરશે સહુ ૨

મુખ મીઠાને મનમાં કપટ હોય તે નર શાકુટ જાણો,
શુધ વિચાર દિલે નહિ ધારે પલળે નહિ એ પાણો,
ભલે મારો શબ્દોના બાણો, સહુ ૩

તન મન ધન નિત્ય અરપણ કરીને સતગુરૂ શરણે રહેશે,
દેહ પડે પણ ટેક ના મુકે તે નર ભકિત આદરશે,
માયા મોહ ક્ષણમા તરશે, સહુ ૪

જેમ લોભીને પઇસો વહાલો કામી પુરૂષને નારી,
જડ મૂરખ જેમ દેહ સભાળે ત્રીવિધિ તાપ આચારી,
જેની બુધ્ધિ ગઇ છે મારી સહુ ૫

તેમ હરિજન હેત કરીને હરિરસ હેતે પીશો,
કાયા માયા સહુ મિથ્યા જાણી એથી તમે નહિ બીહશો
રાખો ગુરૂજીનો ભરોસો સહુ ૬

ટેક ધરી જેણે ત્રીકમ ભજીઆ દેહનો સ્વારથ છોડી,
ધન્ય ધન્ય તેની જનુનીને કહીએ માયાથી સુરતા તોડી,
ગુરૂ શુકદેવ શુ જોડી, સહુ ૭

## પદ ૩૪ મું

### હોરી

મારો વાહાલોજી સહુમા બિરાજે. દીઠા મે તો સત સમાજે મારો ટેક
જે જન જેવો તેને તેવો કાનુડો દર્શન દેછે,
સબઘટ વ્યાપક સઘળે સરખો, હરિજન હીરદે વસેછે,
ગોપીઓના ચીતડાં હરેછે, મારો વાહાલોજી ૧
મોરલી બજાવીને મોહ ઉપજાવી શાન કરી સમજાવી,
માત તાત સ્વામીની સેવા દૂર કરી હુ આવી,
મને સહુ વનમા ભમાવી, મારો વાહાલોજી ૨
છેડો છબીલાજી હાવે ન છોડુ ક્યા જાશો મુજને મેલી
આવ્યો લાગ આજ ફાગમા ખેલો, કરી રંગની હેલી,
જગત મરજાદા મેહેલી, મારો વાહાલોજી ૩
છેલ છબીલાજી છેટોજો કરશો તો લાજે તહારૂ બાનુ,
શ્રી શુકદેવ હુ સબઘટ નિરખુ, કેમ કરી રાખુ છાનુ,
મને પડયુ ગુરૂજી શુ પાનુ, મારો વાહાલોજી ૪

## પદ ૩૫ મુ

### હોરી

ગુરૂ સબઘટ સરખા પ્રકાશે એવુ કોઇ વીરલાને ભાસે ગુરૂ ટેક
સબઘટ સરખુ સ્વરૂ જો નિરખ્યુ તેને ગુરૂ દરશાયા
સત ચિત રૂપ નીરતર નિરખી શાંતિ પામીને શમાયા
જગત માંહી તેજ કમાયા, ગુરૂ ૧
નીંદા સ્તુતી જેને સરખી લાગે દ્વેષ ધરે નહી દીલમા,
ભકિત વીધિ ભરપુર રહે નિત્ય શુધ્ધ વિચારે મનમા,

ડુબે નહીં દારા કે ધનમાં, ગુરૂ ૨
અવળાનુ સવળુ કરી સમજે, તેને હરિજન જાણો,
સવળુ કહે તેને અવળુ સમજે તે નરને ખર જાણો,
રૂડો ગણોતે થકી પાણો, ગુરૂ ૩
માન ગુમાનને દૂર કરી સહુ શબ્દ ધરી લેજો કાને,
હીલમીલ નિત્ય હરિજન શુ ચાલો ડુબો નહી અભિમાને,
કહે શુકદેવજી શાને, ગુરૂ ૪

---

## પદ ૩૬ મુ

### હોરી

હુંતો આવ્યોછુ શરણુ તમારે, નથી કોઇ બેલી હમારે હુ તો ટેક.
હરિજનના અપરાધ ન જોશો, પતીત પાવન તમે કહાવો,
પતીત થયો હુ જ્યારે પ્રભુજી, ત્યારે પડયો એ લહાવો
હવે મને શાને ભમાવો, હુ તો ૧
દીન થયો હુ દામોદર જ્યારે, ત્યરે તમે દીનાનાથ
સેવકજનની સંભાળ લેવા સહસ્ત્ર ધર્યા પ્રભુ હાથ
રીશાવો શુ રંકની સાથ હુ તો ૨
ભકત તણી તમે ભીડ મટાડી, ભકત વત્સલ નામ ધરતા
ભકત તણા નીચ ઉચ્ચ કામ તે, પ્રેમ થકી કરતા,
નથી મોટાઇથી ડરતા, હુ તો ૩
સેના માટે નાઇ થયા તમે, શંકર સારૂ નારી,
દેવો માટે બલીરાજા આગળ પોતે થયા ભીખારી,
જાણુ સહુ વાત તમારી, હુ તો ૪
જેજે સેવકને જેવી ઇચ્છા તેવુ તેવુ તમે આપો,
શ્રી શુકદેવ દયાના સાગર ભકત તણી છાપ છાપો,
સમાગમ નીશદીન આપો હુ તો ૫

---

## પદ ૩૭ મું

### હોરી

સહુમાં નામ નીરંજન બોલે, નહીં કોઈ નામની તોલે, સહુ ટેક
સત્ય સ્વરૂપ માહીં નામ બિરાજે, નામ નારાયણ જાણો,
નારાયણ શુકદેવ ગુરૂજી, ભેદ દીલે નહી આણો,
મીથ્યા મત સીદને તાણો, સહુમા ૧
નામ વિના કાઈ ઠામ ન દીશે, જોજો વિચારી હૈયે,
શનકાદીક નામ વખાણે, નામ વિના કયા જઇએ,
નિરંતર નામમા રહીએ, સહુમાં ૨
પુણ્ય પ્રતાપે સમાગમ પામી, સત્ય અસત્યને જાણે,
તનમન ધનથી ગુરૂજીને સેવે તે નામ મહીમા પામે,
સીને તે બેસે ઠેકાણે, સહુમા ૩
સતગુરૂ જ્ઞાન થકી સમજાવે, સમજીને દીલમાં સમાવે,
શ્રી શુકદેવ ગુરૂ પરતાપે, સેહેજે સમાધી થાવે,
આધીવ્યાધી સહુ મટી જાવે, સહુમા ૪

---

## પદ ૩૮ જું.

### હોરી

ગુરૂ શરણે તુમારે મે
ગુરૂ શરણે તુમારે મે આયો હો આયોરે, ગુરૂ ટેક
યહસસાર મહા દુખ સાગર ભટક ભટક દુખ પાયો,
શ્રી શુકદેવ દયાકે સાગર જન્મ મરણસે છોડાયો
મે તો અબ મહા સુખ પાયો ગુરૂ શરણે ૧
સાગર મથન કરત દેવ દાનવ અમૃત મહા નિધિ પાયો,
મોહની રૂપ ધરી ગુરૂદેવે, દેવકે પક્ષ કરાયો,
અમૃત અબ દેવકુ પાયો, ગુરૂ શરણે ૨
છુપકર સહુ બેઠે દેવ બિચમે ચદા સુરજને બતાયો
તબ ગુરૂદેવ સુદરશન કરકે રાહુકો શીર ઉડાયો

ભરોસો ભજનકો આયો, ગુરૂ શરણે ૩
ચંદા સુરજ રૂપ સ્વરૂપ હમારો અહંકાર રાહુએ છાયો,
શુદ્ધ સ્વરૂપ મલીન કરડાયો અબ ગુરૂદેવે બતાયો,
મેરા સબ તાપ સમાયો ગુરૂ શરણે ૪
છોટમ મોટમ દુર ભઇ તબ શાંતિ દાસને પાયો
નારાયણ રણછોડ ત્રીકમસે શંભુ નાથુ સુખ પાયો,
હમે અબ શુકકો કેહેવાયો ગુરૂ શરણે ૫

---

## પદ ૩૯મુ

### હોરી

ભલારે એક મોરલી મરમની વાગી સુણી ગોપી ઝબકીને જાગી, એક ટેક
સૂણ સૂણ સખી આજે વંદ્રાવનમે મોહને મોરલી બજાવી,
મોરલીમા મન વશ કરી લીધા, શાને કરો સમજાવી,
તેડે સહુને વનમાલી—એક મોરલી ૧
ચાલો ચાલો બેની આપણે સહુ મલી, વંદ્રાવનમા જઇએ,
કામણગારો કાનુડો શુ કહે છે સાભળી કાંઇ એક કહીએ,
કહો અહીયા કેમ રહીએ—એક મોરલી. ૨
કામ કાજ ઘરનુ નહિ સુઝે, મનડા મોહનમાં રમે છે,
શું કરીએ હાવે કુલ મરજાદા, વિરહનો વહિન દમે છે,
જાણે સહુ ચિત્ત ભમે છે—એક મોરલી ૩
એવો વિચાર કરી સહુ ગોપી, મોહન પાસે આવી,
ગણપત શ્રી શુકદેવ પ્રતાપે પ્રભુપદ પામી ફાવી,
હરિ નીરખ્યા પ્રેમ લાવી—એક મોરલી ૪

---

## પદ ૪૦ મુ

### હોરી

મારા નાથ ગયા કયાં મેહેલી, નથી કોઇ મારો બેલી—મારા નાથ ટેક
નાથ નાથ હું મુખથી પોકારૂ, કેમ નહિ મુખ બોલો

રંક તણા અપરાધ વિસારી અંતર આંટી ખોલો,
ગુરૂ મારી સામુ નિહાલો—મારા નાથ ૧
પતિત પાવન નામ તમારૂ, દીન દયાલ કહાવો,
તે કેમ વિઠ્ઠલ વિસરી ગયા છો, મન્તાને શાને મારો,
સ્વામી હાવે શાને સતાવો—મારા નાથ ૨
કોટ કોટિ અપરાધ કર્યાં પણ બાનુ ધરીને હું બેઠો,
હે દીનબંધુ દયાલ ગુરૂજી, હાવે કરો શીદ છેટો,
લાગે ગુરૂ બાનાને બટ્ટો—મારા નાથ ૩
સબઘટ વ્યાપક નાથ તમે એવુ સંત વચનથી જાણી,
આવ્યો શરણ હાવે નાથ નિભાવો કહો છો અંતરજામી
કરૂ સ્તુતિ મસ્તક નામી—મારા નાથ ૪
કામ ક્રોધ મને આવી સતાવે, મોહને લોભ ભમાવે,
પંચવિષય મારો પાછળ લાગ્યા તે નામ તમારૂ ભુલાવે,
ઘડીમા હસાવે રડાવે—મારા નાથ ૫
ત્રાહી ત્રાહી હવે શરણ પડીને નિશદીન દાસ પોકારે,
શ્રી શુકદેવ દયાના સાગર તમ વિના કોણ ઉગારે,
ચઢો ગણપતની વહારે—મારા નાથ ૬

---

## પદ ૪૧મું

### હોરી

મન સમજીને બેસ ઠેકાણે, ગુરૂ શાસ્ત્ર કહેતે પ્રમાણે-મન ટેક
આ ભવસાગર દુખનો દરીયો, મોહરૂપી જલથી ભરીયો
સુખ દુખની લેહેરો નિત આવે, લોભ લાલચ કહાડે હડીઓ,
પડયો તે કોઇ નહીં ઠરીઓ—મનસમજી ૧
દારા પુત્ર પરિવાર સહુ કોઇ, સ્વારથની સગાઇ,
માયા પુંજી હશે તો કહે મારો, નહીં તો ગણે નહીં ભાઇ,
કાકા મામા કે પીતરાઇ—મન સમજી ૨

મીથ્યા માયા દેખી મોહીરયુ પછી અન્તે બહુ પસ્તાશે
કાયા માયા તારી કારમી દીસે, તે ક્ષણમા કરમાશે,
બાજી હાથમાથી ગુમાશે, મન સમજી ૩

સમજ સમજ આ અવસર આવ્યો, દાણુસાહો વહી જાશે,
શુકદેવ જ્ઞાન અતરમા ઉતારે, કારજ મન સિદ્ધ થાશે,
ગુરૂ દેવ પ્રગટ જણાશે મન સમજી ૪

---

પદ

મે તો સહુ કોઇ દીઠા રડતા, નિરત ... આખરતા,-મે તો ટેક.
ધનવાન હોય તેને ધનનીરે ચીતા, રખે કોઇ ધન લઈ લેશે,
કેમ વધે અને કેમ સાચવવુ, એવા વિચારોમાં રહેશે,
ગરીબોને દુ ખ બહુ દેશે મે' તો ૧

વેહેપાર મારે બરોબર કરવો અન્ન ઘણુ મારે ભરવુ,
મીલકત મારે બરોબર કરવી ખાતે ... સ ઘરવું,
કોઇને જણાવા ન દેવુ મે તો ૨

પુત્રવાળા ઘણુ પેટજ કુટે, કેમ કરી પાષણ કરવુ,
ભણ્યા નહીં ગાટે રહ્યા કુવારા, એ દુ ખ કેમ કરી સેહેવુ,
મારે એની આગળ મરવુ. મે તો ૩

આબરૂદારોને આપદા ભારી તે, સુખથી કહી નવ જાય,
બહાર જગતમાહી સારૂ બતાવે, અતર સળગે લાય,
અભીમાનથી માર ખાય, મે તો ૪

આ દુનીયામા સહુ કોઇ રડતા તનધન આબરૂવાળા,
કહે ગણપત શુકદેવ પ્રતાપે, હરીજન માન સુખારા,
આનદમાં રહે મતબાલા મે તો ૫

---

## પદ ૪૩ મુ
### હોરી

ભક્તાં ભજો રણછોડરાય રંગીલા, દેખો એની અદભુત લીલા, ભજો-ટેક
સબઘટ વ્યાપક સબસે ન્યારા, ખેલ કરે અતી ભારી,
શિવ બ્રહ્માદીક પાર ન પામે, વેદ રહ્યા છે હારી,
હરિજનના હીતકારી, ભજો રણછોડ ૧
મોર મુગટ શીર છત્ર બીરાજે, કુંડલકી છબી ન્યારી,
ગળે મોતનકી માળ બીરાજે કૌસ્તુભમણી સુખકારી,
શોભે છબી મન હરનારી, ભજો રણછોડ ૨
રંકને રાય બનાવે પલકમા રાયને રંક બનાવે,
સ્થલની જગ્યાએ જલને બનાવે, જળને સ્થલ દેખાવે,
કોઇના કહ્યામા ન આવે ભજો રણછોડ ૩
માયા મોહનની દીસે ભારી સુરનર મુનીને લોભાવે,
શેષ શારદા રટત નિરંતર, જાકો પાર ન પાવે,
વેદ નેતિ નેતિ ગાવે, ભજો રણછોડ ૪
હે મન ભજતુ પ્રભુ પદ પંકજ, લીલા વિષે ન લોભાતું,
શ્રી શુકદેવ ગુરૂ કેરી શીક્ષા સમજી રહે નિત્ય માતુ.
રેહેજે હરિના ગુણ ગાતુ, ભજો રણછોડ ૫

---

## પદ ૪૪ મુ
### હોરી

સહુ હરિજન ખેલો ફાગ કહી આવો નાહ મલે લાગ ટેક.
અવસર આજ અમુલ્ય મળ્યો છે લાભ લેવો તેનો આજ,
હળીમળી સરખી સાહેલીઓ સવે, ચાલો જ્યાં વહાલો બિરાજે
જાહા નાદ અનહદ વાજે, સહુ ૧
નટવરલાલને નેહથી નિરખી, દુખડા સહુ દૂર કરીએ,
દુરીજનીયા સહુ મેણા મારે, તેથી કદી નહીં ડરીએ,
હૃદય માંહી હીંમત ધરીએ, સહુ ૨

સ્વારથીયો સંસાર દીસે સહુ નહિ કોઈ આપણું બેલી,
માત તાતને ભ્રાત સંબંધી અવસરે મેહેલે ઠેલી.
કરો સમજી પ્રીત પેહેલી, સહુ ૩

આવો વિચાર કરી સહુ સખીઓ. કુલ મરજાદા મેહેલી
હોંસ ધરી દીલમાં સહુ ચાલી, હું જઇ ભેટું પેહેલી,
થઇ સહુ ગાડીને ઘેલી, સહુ ૪

કૃષ્ણજી મલ્યાને કલેશ સમાયા, રસબસ થઈ સહુ નારી,
ગણપત ગુરૂ શુકદેવની સાથે નિશદીન આનંદકારી,
સમાગમની બલિહારી, સહુ ૫

---

## આરતી ૧

જયદેવ જયદેવ જય શુકદેવ, જય જય શુકદેવ,
હરિજન સર્વે મલી, કરીએ ગુરૂ સેવા
શાંતી આપી ભ્રાંતી ભાગી, ભક્તિ આપો આજ, (૨)
શબ્દ ગુરૂ સર્વ વ્યાપી, કરજો સિદ્ધ કાજ, જયદેવ ૧

વ્યાપક લોક છો દયાળુ તમે નાથ, (૨)
હરિજનો સર્વે પ્રભુ, હેતે જોડે હાથ, જયદેવ ૨

ટાળી ત્રિતાપ પરીતાપ, માફ કરો પાપ (૨)
કષ્ટ કાપી જ્ઞાન આપી, તારી લેજો બાપ જયદેવ ૩

હણ્યો ભાન ભગવાન, અભીમાને આજ (૨)
આપી બુદ્ધ કરો શુદ્ધ, ગરીબ નિવાજ જયદેવ ૪

રાખી ટેક બેઠો છેક તમારી હું આજ, (૨)
આપી ધીરજ કરજો સ્થીર મનને મહારાજ જયદેવ ૫

જાણો સહુ હું શું કહું, મુખ થકી શ્યામ, (૨)
વારે વારે આવી અવીનાશી કીધાં કામ જયદેવ ૬

ભક્તિ ચુકું તમને ભુલું જ્યારે મહારા નાથ, (૨)
મેહેલ્યા સહુ દેથે ત્યારે, હરીજન સાથ. જકદેવ ૭

માટે રામ આપી હામ રૂદય કરો વાસ, (૨)
શુકદેવ ગુરૂ તણા, દાસનો હુ દાસ જયદેવ ૮

---

આરતી ૨

જયદેવ જયદેવ જય, ગુરૂજી સ્વામી (૨) ટેક
ભકત વત્સલ ભુધરજી, વ્યાપક બહુ નામી, જયદેવ ૧
ઘટઘટમા વસીઆણે, પ્ર ! અતર જામી (૨)
શરણાગત સહુ જનની, ઇચ્છા ર વામી, જયદેવ ૨
ઝગમગ જ્યોત બિરાજે, પારન કોપાવે (૨)
સુરવર મુનીવર નારદ, આનંદ ગુણ ગાવે જયદેવ ૩
સત્ય સ્વરૂપ પ્રકાશક શ્રીગુણુને શોભો (૨)
નિષ્કંચન ભકનોના, ગુરૂજી મન લોભો, જયદેવ ૪
અદ્વૈતામૃત શાસ્ત્ર રચ્યુ, ભકતો સારૂ, (૨)
જ્ઞાન ભકિત વૈરાગ્યે ભરપુર ગુણવાળુ, જયદેવ ૫
નિરાકાર સાકાર શકા દુર કરી (૨)
વ્યાપક રૂપ દરશાવા, ભકિત પ્રકટ કરી, જયદેવ ૬
અલ્પ આરતી આજ અતરમા ધરશો, (૨)
ગોકળદાસ તમારો, પ્રભુ પાવન કરશો, જયદેવ ૭



# ઉપદેશના પદો.



## પદ ૧ લુ

હરી ભજન થકી છુટા હોય તે–એ રાગ.

ભવસાગરનો ભકિત રૂપી નૌકાથી પાર પમાશે.
મુકો માન ગુમાન, હરિજન થઇને હરિરસ જો પીવાશે ટેક
જુવો પરિક્ષિત રાજા પ્રેમ કરી, જેણે રાજપાટ સહુ ત્યાગ કરી.
દ્રઢ શ્રવણ ભકિતની ટેક ધરી, ભવસાગર, ૧
શુકદેવજી જન્મ થકી જોગી, જેણે ભોગ શત્રુ નાખ્યા ત્યાગી.
પણ કીર્તન ભકિતના ભોગી, ભવસાગર, ૨
પ્રેહેલાદે પ્રભુની ટેક ધરી, તેણે શ્રવણ ભકિત ભાવેથી કરી.
ત્યારે સ્તંભ થકી પ્રગટયા, શ્રીહરી, ભવસાગર ૩
કમળા કેશવના પટરાણી, કરે ચરણ ભકિત ઉત્તમ જાણી
હરી ભકિત વિના સહુ ધુળધાણી ભવસાગર, ૪
પ્રથુરાજા પ્રેમ થકી શ્રીહરિ, કરે પૂજન દીલમાં પ્રેમ ધરી
તેની જુગ જુગમા કીર્તી પ્રસરી, ભવસાગર. ૫
અક્રુરે વંદન ભકિત કરી, લોટયા વ્રજ રજમા વહાલ ધરી
તેને હેત કરી ભેટયા, શ્રી હરી ભવસાગર, ૬
જુવો દાસ ભક્તિ હનુમાને કરી, જેણે ક્ષણમા લંકા દહન કરી
લાવ્યા દ્રોણાચલને ઉખેડી. ભવસાગર ૭
જુવો મીત્ર ભાવ અરજુન ધરતા, જેની સાથે કૃષ્ણ સદા ફરતા
દુખ સાગરને ક્ષણમા તરતા, ભવસાગર ૮
બલીરાજા તન મન ધન અરપી, નહી ડરીયા શુક્રાચાર્ય થકી,
ત્યારે પ્રભુજી રહ્યા છડીદાર થઇ ભવસાગર ૯
એવી નવધા ભક્તિ જે કરશે, તેતો ભવસાગર ક્ષણમાં તરશે
ગણપત શુકદેવ સહાય થશે, ભવસાગર ૧૦



## પદ ૨ જું

રાગ ઉપર પ્રમાણે

મન પખીડા જો સમજીને બેસે તો બહુ સારૂ
કરી શાસ્ત્ર વિચાર, ધિરજ ધરી ત્યાગીદે લારૂ ટેક
તુંતો ભટકભટક બહુપેરે કરે, નહીં શાસ્ત્ર વચનને હ્રુદયે ધરે
તુંતો ઠારે નહી ને કદી ન ઠરેરે મન પખીડા ૧
શીદ ભટકીને દુખ પામે છે, શીદ માયા માથે તાણે છે
કરતાર ગતી નહીં જાણે છે મન પખીડા ૨
ધાર્યું સર્વે ધણીનુ થાશે, તારી અથહામણ મીથ્યા જાસે
પછી દુખ પડેથી પસ્તાશે મન પખીડા ૪
ધન જોબન રંગ ઉડી જાશે, તારી કાયાવાડી કરમાશે
જમડાનો માર ઘણો ખાશે મન પખીડા ૫
દ્રઢ વિવેકને વૈરાગ્ય ધરી, તુતો ભાવ કરી ભજી લે શ્રીહરિ
નહી આવે આવો લાગ ફરી. મન પખીડા ૫
માટે સમજીને તુ સરણ જજે, શુકદેવ તણું આનુ ધરજે
કહે ગણપત ભવસાગર તરજે. મન પખીડા ૬

---

## પદ ૩ જું

કકે કેશવ કીર્તન પેમ ધરીને કરવુ
ખખ્ખે ખોટો જાણી ખેલ દીલથી ડરવુ. ૧
ગગ્ગે ગુરૂગમ જેને થઇ હશે દીલ માહી
ઘધ્ધે ઘટઘટ તેને ભાસે હરિજગ માહી ૨
નન્ને નિર્મલ નવધા ભક્તિ જેને થાશે
ચચ્ચે ચિતમા તેને ચિદાનદ ઓળખાશે ૩
છછછે છતી વસ્તુને કેમ નથી જોતો,
જજ્જે જન્મ મરણનુ દુખ નથી તું ખોતો ૪
ઝઝ્ઝે ઝાઝો મુકી લોભ ભજનમા રહેજે,

---

ટટ્ટે ટેક ધરીને સંત વચનને સેહેજે.—૫
ઠઠ્ઠે ઠરવાનું છે ઠામ હરિનુ નામ,
ડડ્ડે ડગ મગ મુકી ભજન કરો નિષ્કામ—૬
ઢઢ્ઢે ઢ કાયો તુ મોહ માયાની માંહી,
નન્ને નારાયણને તેથી નિરખ્યા નાહી—૭
તત્તે તત્વ શાસ્ત્રની શાખ વિચારો ભાઇ,
થથ્થે થીરતા રાખી નીરખો તો દુ ખ જાઇ—૮
દદ્દે દરશન દીલમા પ્રેમ ધરીને કરજો,
ધધ્ધે ધિરજ રાખી ધ્યાન હરિનુ ધરજો.—૯
નન્ને નિરમલ નારયણ જો સબ ઘટ ભાસ,
પપ્પે પ્રભુ પદ પામી તે નર નહીં ભરમાશે -૧૦
ફફ્ફે ફોગટ ફેરો પડે નહીં જગ માંહી,
બબ્બે બેલી છે જદુરાય જાણ દીલ માહી -૧૧
ભભ્ભે ભરમાયો તુ શાને દેખી માયા,
મમ્મે મુકો મમતા માન જુઠી છે કાયા -૧૨
યય્ય યમરાજાનો ત્રાસ દુર તુજ થાશે
રર્રે રામ કૃષ્ણના ગુણ પ્રીતથી ગાશે -૧૩
લલ્લે લક્ષ્મીવરનું બાનુ ધરજો પ્રીતે,
વવ્વે વિઠ્ઠલ વરની શાન સમજજો રીતે -૧૪
શશ્શે શ સય સઘળા દૂર કરે ગુરૂ દેવ,
સસ્સે સંત સમાગમ પ્રોત કરી તુ શેવ -૧૫
ષષ્ષે ષટ દરશનનો એવો છે સિદ્ધાત
શ્રીહરિ સર્વમાં આદી મધ્ય ને અ ત-૧૬
એવું જાણી શ્રી શુકદેવે ભક્તિ વખાણી,
ગણપત ભજ મુખથી શુક શુક અમૃત વાણી.-૧૭

---

## પદ ૪ થુ

જીવ તુ સીદ કલ્પના કરે એ રાગ

સુરખ મન મીથ્યા શીદ આથડે, પ્રભુ નીગમ ગુરૂવિના નહીં પડે–ટેક
હું હુ કરતુ હીડે છે તુ મનસુમા બહુ ધડે
હુ પદ દુર કરે નહિ સુરખ વસ્તુ કયાથી જડે સુરખ ૧
સત શાસ્ત્રની વાણી અમૃત તે હૃદયે નહિ ધરે,
સતગુરૂ શબ્દની શાન ન સમજે શીદને ભટકી મરે સુરખ ૨
સાધન સઘળા હરિ મળવાના શાસ્ત્ર પુરાણુ વદે
મહા મારગનો ત્યાગ કર્યાથી તુજ કારજ શું સરે. સુરખ ૩
ખોટુ જગતમા હુ ને મારૂ તેને તુ નહિ તજે,
ખોટો ડોળ ધરી સુરખ શીદ સહુ સાથે આથડે સુરખ ૪
જે જન જેવો તેને તેવુ જગતજ નજરે પડે,
સત્ય તુચ્છને મીથ્યા જેવુ તે તુજને શુ નડે સુરખ ૫
ભીગો ગોળી ત્યાગ કરે તો સુગધ સારી લહે,
નહિતો પુષ્પ તણા તરૂ ઉપર ચઢી ચઢીને મરે. સુરખ ૬
તુ તારૂ અભિમાન તજે તો સેહેજે મુકિત મળે.
શ્રી શુકદેવ પ્રતાપે ગણુપત બ્રહ્મરૂપમા ભળે. સુરખ ૭

---

## પદ ૫ મુ

ગગ ઉપર પ્રમાણે

સુરખ મન જોને અનુભવ કરી, ગુરૂના શબ્દ હૃદયમાં ધરી–ટેક
સાધનનો શો વાકજ કાઢે તુ બેહુ નહિ ડરી,
જેવી જેવી સગત લાગે તેવી બુદ્ધી ફરી સુરખ ૧
આ ખોટુ આ ખોટુ એવુ નિશદીન તું ઓચરી,
ખોટામાં ખોટી છે મમતા તેને બેહું ધરી સુરખ ૨
લોભો પૈસો પૈસો દેખી કામીજન સુદરી,
હરિજન હોય તે હરિહરિ દેખે સદગુરૂ વચને કરી સુરખ ૩
સત્ય રૂપને તે જો નિરખ્યુ ગુરૂના શબ્દે ઠરી,

તો તુજને મિથ્યા શું ભાશે દ્વૈત બુદ્ધિ કેમ કરી    મુરખ ૪
ચિતને આનંદ રૂપમા જોશે સંશય કરી,
તેનું નામ અવિદ્યા કહીએ કરજે તેને પરી.    મુરખ ૫
તીરથ વ્રતને જપ તપમા તે મિથ્યા બુદ્ધિ કરી,
મિથ્યા સુત વીત દારાને તુ ભેટે બાથો ભરી.    મુરખ ૬
હું ને મારૂ દુર કરે તો બુદ્ધિ તારી ખરી,
શ્રી શુકદેવ પ્રતાપે ગણુપત જાશો ભવજલ તરી    મુરખ ૭

---

## પદ ૬ ડ્ડુ

### રાગ ઉપર પ્રમાણે

મુરખ મન શાની જો તુ, વરે ત્યારે ભવસાગર ક્ષણુમા તરે—ટેક.
દુખ રૂપી સંસાર વિષે તુ શીદને ભટકી મરે,
તારૂ ધાર્યું થાય નહિ ત્યારે મનસુબા શીદ ઘડે.    મુરખ ૧
સત ચિત આનંદ રૂપ વિષે રહી કામ ક્રોધને તજે,
તો સુખ થાય અતીશે તુજને પ્રેમે પ્રભુને ભજે    મુરખ ૨
કરે કલ્પના મોટી મોટી મનમા મોટમ ધરે,
શાસ્ત્ર ગુરૂની શીખ ન માને નહિ ઠારે નહિ ઠરે    મુરખ ૩
આ ભવસાગર તરવાને તુ નિશદીન સતસંગ કરે,
કહે ગણુપત શુકદેવ દયાળુ ક્ષણુમા પીડા હરે    મુરખ ૪

---

## પદ ૭ મુ

### રાગ ઉપર પ્રમાણે

મન તુ ભટક ભટક શીદ કરે, ગુરૂદેવ જે ધારે તે કરે—ટેક.
ભટકી ભટકી તુ ભટકા મારે તેથી કાર્ય નહિ સરે,
શ્રી શુકદેવ દયાના સાગર, સરવે કારજ કરે    મન ૧
તું ભટકીને ફાંફા મારે, તેથી અડચણુ નડે,
કામ ક્રોધને તૃષ્ણાશી તુ, શી ને કુટાઇ મરે    મન ૨
મોટાઓ મોટા મુની થાકે, ગુરૂનો પાર ન જડે,

એવું સમજી રે મન મુરખ શીદ સંશયમાં પડે  મન ૩
હું ને મારૂ દુર કરીને શાંતિમા નિત રહે,
તો તું અમૃત ભક્તિ રસનો સ્વાદ નિરંતર લહે  મન ૪
માન માન તુ મુરખ મનડા શાંત વૃત્તિને ગ્રહી,
ગણુપત શ્રી શુકદેવ ગુરૂની ટેક હૃદયમા ધરી,  મન ૫

---

## પદ ૮ મુ

સતગરૂ મેરા મે આદિ અનાદિ તેરા એ રાગ

સુરતા સાધે, તો રામનામ રંગ લાગે  ટેક
સુરતા સતગુરૂ શબ્દથી ચઢશે, તેને અનુભવ કુંચી જડશે,
તે નર ભવમા કદી નહી પડશે, નીજઘર લાધે—તો રામનામ
મુખથી વાત કરે બહુ શૂરા, જાણે જ્ઞાની છઇએ પુરા,
પણ તે જાણો સહુ અધુરા, ઇચ્છા ત્યાગે—તો રામનામ
ગુરૂના શબ્દ નિરંતર રટવા, મનથી કામ ક્રોધને તજવા,
નિશદીન રામ કૃષ્ણને ભજવા, ભવદુઃખ ભાગે—તો રામનામ
મુખથી ભોજન ભોજન કરશે, તેથી ભૂખ કદિ નહિ મટશે,
તેથી તુજ કારજ શુ સરશે, સાધન સાધે—તો રામનામ
ગણુપત ભવસાગરમા તરવા, ત્રીવિધિ તાપ સહુ દુર કરવા,
શ્રી હરિ ચરણ હૃદયમા ધરવા, આનંદ વાધે—તો રામનામ

---

## પદ ૯ મુ

સાયકુ દેહ ધરી, એ રાગ

જ્ઞાન થકી દુઃખ જાય, અંતરનુ જ્ઞાન થકી દુઃખ જાય  ટેક
દોરડીમા જેમ સર્પજ ભાસ્યો, તે સમજથી દુર પલાય—અંતર ૧
ત્રીવિધિ તાપ સહુ જ્ઞાનથી ટળશે, દેહાભિમાન ખોવાય—અંતર ૨
હુ ને મારૂ દુર કરેથી, વિશ્વભર ઓળખાય,—અંતર ૩
જલમા સ્થલમા વિશ્વ સહુમા, વ્યાપક રૂપ દરશાય—અંતર ૪
ગણુપત સેવે જો સતગુરૂને, તો સંશય મટી જાય.—અંતર ૫

## પદ ૧૦ મુ

રાસ ઉપર પ્રમાણે

કર સતગુરૂ શુ પ્રિત, મુરખ મન કર સતગુરૂ શુ પ્રિત—ટેક
સતગુરૂ વિના તુ ભવમા ભટકે, થઇને આધળો ભીત—મુરખ ૧
લક્ષ ચોર્યાશી હારીને બેઠો, થાય હાશે શુ ચકીત—મુરખ ૨
તે તારે હાથે માગી લીધુ કયા નથી ધરતો બીક—મુરખ ૩
દારા પુત્ર પરીવાર દેખીને મોહી રહ્યો તેમા નિત્ય—મુરખ ૪
ગણપત સતગુરૂ સાન વિના નહિ જ્ઞાન થાશેરે ખચિત—મુરખ ૫



## પદ ૧૧ મુ

રાગ ઉપર પ્રમાણે

જુઠો જગ વેહેપાર, મુરખ મન, જુઠો જગ વહેપાર—ટેક
જુઠી કાયા જુઠી માયા, જુઠો આ સસાર—મુરખ ૧
જુઠા પુત્ર પરવિાર દિશે સહુ, એમા નથી કાઇ સાર—મુરખ ૨
લાલચથી સહુ વળગી રહેશે, માત તાત અને નાર—મુરખ ૩
હશે પાસે કાઈ માયા મુડી તો કહેશે શાહુકાર—મુરખ ૪
દામને ઠામ નહિ હશે જ્યારે, ત્યારે કહેશેરે ગુમાર—મુરખ ૫
ગણપત જો સમજે નહિ મનમા તો ખાશે બહુ માર—મુરખ ૬



## પદ ૧૨ મુ

રાગ ઉપર પ્રમાણે

કોને તુ કરશે રાવ, મુરખ મન કોને તુ કરશે રાવ—ટેક
જ્ઞાન ગરીબ શીલ ગતોષને કરૂણા દીલમા લાવ—મુરખ ૧
શુ થયુ માહરૂને હાવે શુ થાશે, તેનો કરી લે વિચાર—મુરખ ૨
મુળ અજ્ઞાન નથી તુ કતુસુ; તેથી ચુકે છે દાવ—મુરખ ૩
માત તાતને સપત દારા, એ માયાનો દેખાવ—મુરખ ૪
જો ચુકીશ, તુ આ અવસરમા, તો નહિ આવશે દાવ—મુરખ ૫
ગણપત સતગુરૂ પ્રીતેગી સેવી, ભજન કરોને ફાવ—મુરખ ૬

## પદ ૧૩ મુ

રાગ ઉપર પ્રમાણે

કહુ છુ વારવાર, મુરખ મન, કહુ વારવાર ટેક
જો ચેતે તો ચેતી લેજે, કાચ નુ તાર મભાળ—મુરખ ૧
શાસ્ત્ર પુરાણમા શાખ મલે છે, અંતે તણો પોકાર—મુરખ ૨
અઢળ ગાઇથી ભાવમા ભટકયુ, સમજ્યુ નહી લગાર—મુરખ ૩
સમજ્યેથી સુખ સારૂ નિપજે, અણસમજે નહી સાર—મુરખ ૪
કહે ગણપત જો અવસર જાશે તો તુજને ધિક્કાર—મુરખ ૫

---

## પદ ૧૪ મુ

રહુ રહુ શામળીઆ તારા નામનેરે એ રાગ

ખોટી ખોટી મુરખ મોજો માણુ માંહે ટેક
આ તન રંગ દિસે છે કેવા, સ્વપનાતરના ઘોડા જેવો
ખેલ બધો છે તેવો, દીલમા આણમારે ખોટી ૧
ખોટી મોજોમા જે પડીયા, તેને દુખ ડુગર બહુ નડીયા,
મુરછા પામી ઢળીયા, આ સસારમારે, ખોટી ૨
જોબન ધનનુ જોર જણાવે, છાતી કાઢી તેથી ચાલે,
ફુલ કરી તુ ફાવે, મુરખ સમજમારે ખોટી ૩
મોટા મહીપતી જેવા, થયા હાલ તેઓના કેવા,
રાજા રાવણ જેવા સુતા મશાણમારે ખોટી ૪
સમજ સમજ કાંઇ દીલમા પ્રાણી, થશે સહુ નહીં તો ધુળધાણી
ખોશે બધી કમાણી સમજો, સાનમારે ખોટી ૫
હમણા તો તુ હરખજ ધરશે, પછી તારા ગાતર થરથરશે,
પછી કારજ શું સરશે, કહુ છુ કાનમારે ખોટી ૬
હૈયામાં શ્રી હરિને ધરવા, સકલ્પો નહીં દુષ્ટો કરવા
ગણપત ભવજલ તરવા આવે કામમા ખોટી ૭

## પદ ૧૫ મુ

રાગ ઉપર પ્રમાણે

મન મુરખડા શાંતિ ધારી દીલમા દેખજેરે, આ છે ખેલ જગતનો ખોટો
એવુ લેખજેરે —ટેક
આછે ખેલ જગતનો ખોટો, જેવા પાણીનો પરપોટો
મુરખ મુકે શુ દોટો, જરા વિચારજેરે મન ૧
સુત વિત દારા સુંદર કાયા, તે સહુ જાણુ પ્રભુની માયા
એ વાદળની છાયા, એવુ જાણજેરે મન ૨
આતમ તત્વ તે મુરખ ખોયુ, મિથ્યા માયામા મન મોહ્યુ,
મિથ્યા નીર વલોવ્યુ, શીદ ભરમે ભમે મન ૩
મનુષ્ય જન્મનો લાવો લેવા આવ્યો તુ સતસંગજ કરવા,
કેમ બેઠો ભવ પડવા, નજરે ન્યાળજેરે મન ૪
મિથ્યા માયાને શુ બાઝે, મુરખ કેમ નહિ તુ લાજે,
આવ્યો હતો શા કાજે કેમ ભુલી ગયોરે મન ૫
ખોટામા તુ ખાતે ખેલે, તારી ટેવ જરા નહિ મેલે,
રેહેશે વીહલે મોઢે, કહુ તે માનજેરે મન ૬
શ્રી શુકદેવ દયાલ પ્રભુને ચરણ શરણમા નિત્ય રહીને,
ગણપત કીરતન કરીને રહે આનંદમારે મન ૭

---

## પદ ૧૬ મુ

ચલો સુર સરી તીર, અબતો મનવા મેરા એ રાગ

કર નિશદીન સતસંગ સંગ, અબતો મનવા મેરા ટેક.
દુર્લભ મનુષ્યદેહ ધયો તે, ઉત્તમ પાયો અંગ,
ઘડી એમા ક્ષણ હો જાયગો, જેમો રંગ પતંગ પતંગ-અબતો
ભટક ભટક તે જન્મ ગુમાયો, કાંઇ નહિ લાગ્યો રંગ,
રામનામકો મર્મ નજાણ્યો, ચાલ ચાલ્યો બે ઢંગ ઢંગ-અબતો
દાસ ધામ માટે તુ ધાતો, મનમા અતી ઉમંગ,
મોહ માયામા મોજો માણે, તેનો કરતો સંગ સંગ-અબતો

નારદ શારદ સનકાદિક સહુ, કહે શ્રેષ્ટ સતસગ,
અનુભવ સુરજ પ્રગટે અતર, લાગે રામકો રગ રગ-અબતો
ચાર અઢાર ખટમાં ખોળો, મોટો છે સતસંગ
દુખરૂપ આ ભવસાગરનો, ક્ષણમા થાશે ભગ ભગ-અબતો
સર્પ છીપને કદલીમા જેમ, એકજ પડીયુ બુદ,
વિષ મોતીને કપુરનીપજ્યુ, જયો જયો પાયો સગ સગ-અબતો
દારા જાણો વિષની જવાલા મુરખ ગણી માતગ,
ગણુપત મુકિત જો ચાહે તો દુર કર ઉનકો સગ સગ-અબતો

---

## પદ ૧૭ મુ

### રાગ ઠુમરી યા પ્રભાત

સુતા સવારે વેહેલા ઉઠી, નામ હરિનુ લેવુરે,
આસન બાધી સુરતા સાધી, તુહી તુહી મુખ કહેવુરે ટેક
અન્ય વિચાર કરી સહુ અળગા, અવોનાશી દીલ ધરવાર,
હરિજન સાથે હળીમળીને નિત્ય, શબ્દ ગુરૂના રટવારે સુતા ૧
ચિત્તવિશે ચિદાનદ ધારી, ધ્યાન ધરીને રેહેવુરે,
સુરતા શબ્દ વિષે ભેળીને, નામ નિરતર લેવુરે સુતા ૨
ખટ ચક્રોનુ ધ્યાન ધરીને, જાપ અજપાનો જપવોરે,
ગુરૂ મુર્તિનુ ધ્યાન ધરીને, શબ્દ નિરતર રટવોરે સુતા ૩
સત ચિત આનદ સઘળે વ્યાપક સાન ગુરૂથી જાણોરે,
કહે ગણુપત શુકદેવ પ્રતાપે અનુભવનુ સુખ માણોરે. સુતા ૪

---

## પદ ૧૮ મુ

### રાગ પ્રભાત

રાધિકા સ્મરણુનુ સ્મરણુ કર ભાવથી, તાપ સતાપ સહુ દુર થાશે
શાતિ દીલમાં થશે ભ્રાંતી ભાંગી જશે, પીંડ બ્રહ્માંડમાં એ જણાશે-ટેક

નથી હરિ વેગળો કેમ થાય ગળગળો, જો કદી સ્મરણુ નિત્ય કરશે
જડ ચેતન્યમા પૃથ્વીને પવનમાં, સર્વમાં રાધિકા રમણ દરશે -૧
દુષ્ટ વિકારને દૂર કરજે સદા, રાધિકા રમણનુ ધ્યાન ધરજે,
દ્રષ્ટિ નીરમલ કરી હેયે ધારી હરિ, શુદ્ધિ રાખી સદા તું વિચરજે-૨
સુખ સંસારનાં દુઃખ રૂપો ગણી, સુખરૂપી શ્રીગુરૂ ચરણ સેવે,
વિષય સંસારના વિષ જાણી તમે, સંત સેવા ગણો મીઠો મેવો-૩
સંતના સંગથી શાંતિ ક્ષણમાં થશે, સચ્ચિદાનંદનુ જ્ઞાન થાશે,
રાધિકારમણ તુજ રૂદયમાં રમી રહે, ત્યારે માયા વિષે નહી તણાશે-૪
રાધિક શક્તી ને શક્તિ શ્રી કૃષ્ણજી બ્રહ્મ માયા સહુ જગત વિશે,
રાધિકા રૂપ જો ભક્તિરૂદયે વશે, તો તને સર્વદા કૃષ્ણ દરશે.-૫
રાધિકા કૃષ્ણમા કૃષ્ણ રાધા વીષે, રાધિકા કૃષ્ણને એક જાણો
શ્રી શુકદેવ દયા કરી દાસને, ચરણ શરણે હાવે નિત્ય રાખો -૬

---

પદ ૫૯ મુ

રાગ પ્રભાત

ચેતરે ચેત નર મુઢ અભાગીઆ, શુ સુતો મુરખા સોડ તાણી,
કાળનુ ચક્ર તુજ શીર ઊપર ભમે, તેની તે બીક નહી ઉર આણી ટેક
આશાના પાશથી બોજ ઉઠાવતો, મુરખ છલકાતો મા યાજે ભાળી,
સુત વીત દારા સહુ સ્વપ્નવત્ જાણજે, અંતકાલે જશે હાથ ખાલી-૧
મમતામાં નિત મચે માયામા નિત રમે, હરિજન દેખુ હૈયુ ન હરખે
શાસ્ત્ર વેદાંતની વાણી નહી સાંભળે, સંત સાકુટને કયાથી પરખે-૨
આવ્યો અવસર અલ્યા એળેવહીજાયછે, સમજીનેમ તને શરણે રહેજે
શ્રી શુકદેવ ગુરૂ પ્રેમથી નીરખીને, સુખ દુઃખ શાંતિથી સહન કરજે-૩
લાગ આવ્યો રૂડો ત્યાગ મમતા અલ્યા, ભાગ્ય ઉદર થશે આજ તારૂં
કહે ગણપત ભજ ભાવે ભગવાનને, માનરે માન તુ વાકય મારૂ -૪

---

## પદ ૨૦ મુ

### રાગ સોરઠ

**શ્રી** શુકદેવ દયાલ છો એવુ જાણીને મન,
**નિશદીન** સતસગમા રહી. કરજે ચિતવન-શ્રી શુકદેવ ટેક

**કારતકે** કર્મના પાશલારે છેદે દીન દયાળ,
**ચરણુ** શરણુમાં આવી પડે તેની લેજે સભાળ-શ્રી શુકદેવ ૧

**માગશરે** મોહ માયા થકીએ ઉગારે ગુરદેવ,
**ભાવ** ભકિતને રૂદય ધરી કરો નિશદીન સેવ—શ્રી શુકદેવ ૨

**પોશે** પુરણુ પ્રીતથીરે ધરજો રૂદયમા ધ્યાન,
**શ્રી** શુકદેવ દયાલથી થાશે ભકિત ને જ્ઞાન—શ્રીશુકદેવ ૩

**માઘે** મારૂ તારૂ તજીને કરો નીત સત સગ
**સત** સગથી તારા દીલમા લાગે રામનો રગ-શ્રી શુકદેવ ૪

**ફાગણુ** ફુલ્યો જગવિષેરે સહુ માયાનો ફદ,
**તેમાં** ગુરૂને ભુલી ગયો મતિ થઇ છે મદ-શ્રી શુકદેવ ૫

**ચઇતરે** ચિત્તમા ચેતજોરે સહુ માયાનો ઘાટ
**જાગી** જોતા નજરે પડે ખોટો છે સહુ ઠાઠ શ્રી શુકદેવ ૬

**વઇશાખ** સહુ વિશ્વામારે વહાલો વ્યાપક એક,
**શ્રી** ગુરૂ દેવના શબ્દથી વરતો ભરી વિવેક-શ્રી શુકદેવ ૭

**જેઠે** જથારથ જાણુજારે જાશે જાગીને જેહ
**સચ્ચિદાનદ** પોતે થશા મિથ્યા માનશો દેહ-શ્રી શુકદેવ ૮

**અસાડે** આશાને દુર કરોરે, જ્યારે સેવશો સત,
**લક્ષ** ચોર્યાશી બધનો ત્યારે આવશે અત-શ્રી શુકદેવ ૯

**શ્રાવણે** શમદમ નિયમથીરે રાખી રૂદને વિચાર
**શ્રધ્ધા** સહીત ગુરૂ સેવતા સુઝે સાર અસાર-શ્રી શુકદેવ ૧૦

ભાદરવે ભરપુર દિસેરે, ગુરૂ દેવ દયાલ
તેને ભાકી પછી શુ રહ્યુ નહીં જન્મને કાળ,-શ્રી શુકદેવ ૧૧
આશોએ અનુભવ થશેરે, ત્યારે ભાગશે ભુખ
શાતિ વળે તેના ચિત્તમા, મટે માયાનાદુ ખ-શ્રી શુકદેવ ૧૨
શ્રી શુકદેવ પ્રતાપથીરે, કહ્યા છે બાર માસ
જે કોઇ શીખે તે અનુભવે તેનો બ્રહ્મામા વાસ-શ્રી શુકદેવ ૧૩

---

## પદ ૨૧ મુ

રાગ ચોપાઇ

મનમાને કહ્યુ જોતુ મા નેમા કામ થશે તારૂ સારૂં,
પચ વિષય લાગે તને વહ્‌ લા તેમા જતા રહ્યા જનમારા-૧
માયા મોહમા ગોથા ખાશે ભવસાગરમા અથડાશે,
ઉટ બળદને ખાડો નું ખાશે ત્યારે ત્યા તને દુ ખ બહુ થાશે,-૨
નહી ખાવા પીવા તને મ ળે; આણુ તોળયો તે ભારજ ભરશે,
ઝાડ પહાડને સર્પજ થાશે તેમા ગોવીદ કેમ ગવાશે-૩
માટે સમજ સમજ હાવે ભાઇ કર ભજનરૂપી તુ કમાઇ,
સત ગુરૂજીને શરણે રહીને, ગુર સેવા કરો દુ ખ સહીને,-૪
ચોરી જારીને જુઠ તુ ત જે હેત કરીને તુ હરિને ભજજે
નીત રટજે તુ રા દુ નામ અતકાલે આવે તને કામ-૫
ગુરૂ શ્રી શુકદેવ દયાળ, લેશે દાસ જાણીને સભાળ
હાવે ગણપત સાને જરૂનુ રાજારામ રટણ નીત કરવુ,-૬

---

## પદ ૭૨ મુ

ગરબી

આ જગમા છે સાર હરીના નામના ધીરજ ધારો ચરણશરણુરહેવાય જો
અંતરમા અજવાળુ તુજને ભાસશે, કામ ક્રોધના વીકાર સહુ દુર થાયજો૧
રે મન મુરખ ઠાક કરીને બેસજે વ્યાપક પ્રિભુનો રાખી વિશ્વાસ જો,
ડગમગ ઠાલી કરી દુરઆન દામા, રહીને માયા ત્યાગ કરો જગ આશજોર

અગાઉ બંધી સ્વાર્થિયા જાણીને, મોહ મમતાને અંતરથી દુર કરજો,
માત તાતને ભાઇ કુટુંબ સહુ કારમુ મીથ્યા માયાનુ છે એ સહુ પુરજો ૩
ધનદારા સંપત્તી સહુ સંસારની અંત સમયમા નહિ કાંઇ આવે કામજો
રૂક્ષ્મણીરમણસ્મરણ કર સાચાભાવથી ગુરૂપ્રતાપે કહે છે ગણુપતરામજો ૪

---

## પદ ૨૩ મુ

### રાગ ગોડી

શ્રી શુકદેવ દયાલ, ભજ મનની શ્રી શુકદેવ દયાલ, ટેક
શ્રી શુકદેવ દયાના સાગર, ભક્ત વત્સલ પ્રતીપાલ.
જો જન શરણે આઇ રહીતહે ઉનકી લેત સંભાળ,—ભજમન ૧
સબ જગ વ્યાપક સબસે ન્યારા વિશ્વંભર જગ પાલ.
સોહી પ્રભુકા સ્મરણ કરીલે. છોડ કપટ જંજાલ,—ભજમન ૨
સતગુરૂ સાન પકડ મન મેરા આપમેં આપ નીહાળ,
સતચિત્ત આનંદ દેખ નિરંતર, મીટ જાયગો તેરો કાળ,—ભજમન ૩
ઓર ઓર તોકુ કયા સમજાવુ, માનત નાહી ગુમાર
શ્રી શુકદેવની ટેક ધરી મન, ઉતરની ભવપાર,—ભજમન ૪



## પદ ૧૫ મુ

### આસાવરી

સમરીલે સરજન હારરે પથીડા પ્રાણી સમરીલે ટેક ૧
કાયા માયા તારી કારમી દિસે વહાલા, વણસતા લાગે નહિ વારરે
કયાંથીરે આવ્યોને કયારે જવાનો વહાલા, તેનો કરીલે વિચારરે, ૨
સુતવિત્ત દારા વિષે મોહી રહ્યો શું મુરખ, ગાફલ ખ શે તું મારરે, ૩
કહે શુકદેવ તમે ચેતીલો ચીત્તમા વહાલા આવ્યો મનુષ્ય અવતારરે ૪

---

## પદ ૨૫ મુ

### રાગ ઉપર પ્રમાણે

મત કરના અભિમાનરે. મુરખ મન મત કરના અભિમાન ટેક.
મોહ ને મદ નહી રાખીસ કદી, ક્ષણમા મટાડે ગુમાનરે, ૧
હીરણ્યકશ્યપુ ઓર રાવણ સરખા, સુતાહે સમશાનરે, ૨
બાણાશુર બલી જાલંદરકે, મોડ દીયો હે માનરે ૩
શ્રી શુકદેવ શરણ રહી ગણપત, કર ગોવિંદ ગુણ ગાનરે ૪

---

## પદ ૨૬ મુ

### કવાલી

ભજીલે શ્રી કુંજ બીહારી, મનવા ભજીલે શ્રી કુંજબીહારી ટેક
મોર મુકુટ મકરાકૃત કુંડલ, શોભે અતી સુખકારી મનવા ૧
ગોપ ગોપી મન મોહન વહાલો, ગોકુલ આનંદકારી મનવા ૨
કામ ક્રોધ મદ દૂર કરીને, સમરીલેને ગીરધારી. મનવા ૩
ભકત તણી પ્રભુ ભીડ મટાડી, કષ્ટથી લેત ઉગારી મનવા ૪
કહે ગણપત શુકદેવ ભજો ભાવે, સહાય થશેરે મુરારી મનવા ૫

---

## પદ ૨૭ મુ

### મંગલ

શ્રી શુકદેવ દયાલ ચરણરજ સેવીએ,
હળીમળી સહુ હરીજન રહી રસ પીજીએ ૧
આનંદ ઉર ધરીને ભજન નિત્ય કીજીએ
વ્યાપક વિષ્ણું કૃપાળનો અનુભવ લીજીએ ૨
એક રહયો ભરપુર ભાસે સહુ જગ વિષે,
નથી અન્ય પદારથ કાંઈ ભિન્ન શુ દિશે ૩
ભાતીથી ભિન્ન જણાઇ તેને માયા જાણીએ,
તેથી વીધ વીધ નામ રૂપ ગુણ માનીએ ૪
રજજુ વિષે જેમ સર્પ કુંડલ જેમ કનકમા,

રૂપ દિસે છીપ માહા ભાતા એવી ભેદમા ૫
સતગુરૂ શાન નિશાન કરી જુવે ઘટ વિષે,
ત્યારે ભરપુર બ્રહ્મ જણાય ચરાચર જગ વિષે ૬
વિવેક વૈરાગને ધારી ભાવે ગુરૂ સેવીએ,
ગુરૂ વિના મળે નહ‌ુ જ્ઞાન જાણી પ્રેમ કીજીએ ૭
જગત સહુ પંચ ભૂત તણુ એમ જાણીએ,
સત્ય સ્વરૂપ એક બ્રહ્મ નિશ્ચય કરી માનીએ ૮
શ્રી શુકદેવ ગુરૂજીએ જ્ઞાન બતાવ્યુ,
ગણપત શુદ્ધ હરિજને હૃદય માહી ધારેયુ. ૯

---

## પદ ૨૮ મુ

### રાગ પુનમ ચાદની

રે મન મુરખડા તુ શુ પ્રભુને આશરે રે
મીથ્યા સીદ ભમે છે આ ભવસાગર માહા
ધાર્યુ ધરણાધરનુ કોઈ ફેરવી નહી શકેરે ટેક

સાખી જગકરતાની જુક્તિ જાણે વિરલા જન,
સતગુરૂ સાન ધરી રૂદે રહેવુ નિત્ય પ્રસન્ન
ચાલ મનથી હર્ષ શોક સહુ દુર કરીને મહાલવુ રે
ઇશ્વિર ઇચ્છાપર આધાર ધરીને મન રે મન ૧
સાખી ડગમગ તજી દે જીવતુ શીદ ધરે મન દુખ
પ્રભુ ઇચ્છાને અનુસરે તો થાશે સહુ સુખ
ચાલ શાંતિ વળશે હરીને શરણે જો રહેશો સદારે
નિશદીન આનંદ અનુભવઅંતરમા દરશાય રે મન ૨
સાખી સત ચિત આનંદ રૂપ તે વ્યાપી રહ્યુ ભરપુર
જો સમજે તુ સાનથી, તો થાશે દુ:ખ દુર
ચાલ દુ:ખ સહુ દુર થઇ દર્શન થશે દેદારમારે
વ્યાપક વિશ્વપતી તે સચરાચર દરશાય. રે મન ૩

સાખી સત સમાગમમા રહી, કરજે નિત્ય વિચાર,
જેથી દુખ દરિઆ તણો ક્ષણુમા આવે પાર
ચાલ એવુ સમજીને તુ રહેજે સત સમાજમારે
આવ્યો અવસર એળે જોવામા વહી જાય રે મન ૪
સાખી શબ્દ ગુરૂ શુકદેવજી સમજી કરી લે સેવ
સત્ય રૂપ ધારી રૂદય છોડ તારી કુટેવ
ચાલ તજી દે ટેવ સેવ તુ ભાવ ધરી ભગવાનનેરે
ભુલી ભવ સાગરમા ફરી નહી અથડાય રે મન ૫

---

## પદ ૨૯ મુ

### ચતીલે ચેતાવુ તુનેરે—એ રાગ

ચેત ચેત જાવુ ચાલી રે, માય ને મુકી ટેક
દીવામાથી દીવેલ ગયુ એટલે અ ધારૂ થયુ,
કામકાજ બધ રહ્યુ રે, માયા ને મુકી ૧
મોટા મોટા ગયા ભાગી, મુરખ તુ જોને જાગી
સુઇ રહયો શુ અભાગી રે, માયા ને મુકી ૨
માયા માહી મચી રહી, ઉમર તો વહી ગઈ,
ભાવે નહીં ભજ્યો હરિરે, માયા ને મુકી ૩
માયા થકી માર ખાશે, પછીથી પસ્તાવો થાશે,
ભવ માહી અથડાશે રે, માયા ને મુકી ૪
મમતા ને દુર કરી, ભાવથી ભજી લે હરી,
આવે નહી દાવ ફરી રે, માયા ને મુકી ૫
ભુમિમાં ભ ડાર રહેશે, આબરૂ આથમી જાશે,
શરીરને બાળી દેશે રે, માયા ને મુકી ૬
જો ચેતે તો ચેતી લેજે, સતસગ માહી રહેજે,
નાથુ શુકદેવ કેહેજે રે, માયા ને મુકી. ૭

## પદ ૩૦ મુ

### રાગ ઉપર પ્રમાણે.

એમાં મારો વાક નથી રે વિચારી જોને ટેક
એમા મારો વાંક નથી, આગળથી કહ્યું કથી,
હાવે શાને મરે મથી રે, વિચારી જોને ૧
મોજ શોખ સારા જાણી, ગણી નહી મારી વાણી,
ખોઇ નાખી સુકમાણી રે, વિચારી જોને. ૨
હાવે ફાવે તેમ ચાલો, મન માને તેમ મહાલો,
ફદ શાને દરચો ઠાલો રે, વિચારી જોને ૩
ગીતા ભાગવત ભાખે, ગુરૂ સત તણી શાખે,
કીધા કર્મ ફળ ચાખે રે, વીચારી જોને. ૪
સત્ય રૂપ પ્રભુ પોતે, વ્યાપક અખડ જોતે,
હાવે બહાર કયાં તુ સોધેરે, વિચારી જોને ૫
પાપ પુન્ય કર્મ સાથે કીધેલા ભોગવ હાથે,
શીદ નાખે મારે માથે રે, વિચારી જોને. ૬
વારે વારે કહી થાકયો હઇયામાં નરગ લાગ્યો,
વિખ પ્યાલો મુખે માઠયોરે, વિચારી જોને ૭
અનુભવ સુરજથી, શુકજી કહે છે કથી,
હાવે બીજી બારી નથી રે, વિચારી જોને. ૮

---

## પદ ૩૧ મુ

### રાગ ઉપર પ્રમાણે

હરિ હરિ બોલો વાણી રે અહંકારી પ્રાણી. ટેક
હરિ હરિ વાણી બોલો, અંતરની ગાંઠ ખોલો;
દેવાળામાં શીદ ડોલો રે, અહંકારી પ્રાણી ૧
હઇયામા હરિને ધારી, શબ્દ જ્ઞાનને વિચારી,
દુષ્ટ બુદ્ધી દુર ટાળી રે, અહંકારી પ્રાણી. ૨

સતસંગ લાભ લેવો, વ્યાપક પ્રભુને સેવો,
એને જાણો મીઠો મેવોરે, અહંકારી પ્રાણી ૩
મનુષ્યની દેહ ધરી, ભાવથી ભજ્યો ન હરિ;
ત્યારે શી કમાઇ કરી રે, અહંકારી પ્રાણી ૪
દુરમતી દુર ટળે, પુર્વનુ જો પુણ્ય ફળે;
ત્યારે આવો લાગ મળેરે, અહંકારી પ્રાણી. ૫
કામ ક્રોધ મદ ત્યાગી, મુરખ તુ જોને જાગી,
સંત સેવા લેને માગી રે, અહંકારી પ્રાણી ૬
ગુરૂ શુકદેવ ભજી, વિષયો ને દુર તજી,
માધવ પ્રભુની મરજી રે, અહંકારી પ્રાણી ૭

---

## પદ ૩૨ મુ

ગરૂડે ચડી આવજો ગીરધારી—એ રાગ

મુરખ મન મમતા દુર કરજે, તુ તો ધ્યાન ગુરૂજીનુ ધરજે. ટેક
નિત સંત સમાગમ કરજે, ગુરૂ વચનને દીલમા ધરજે.
કામ ક્રોધ ને દુરથી તજજે, મુરખ મન ૧
દેહ મનુષ્ય મલ્યો છે અમુલ્ય કાઇ રહી નથી હાવે ભુલ્ય.
તારો ફેરો કરી લે વસુલ, મુરખ મન ૨
જગત જાળ છે સ્વપ્નની બાજી, તેને જોઇ થયો શું રાજી.
મીથ્યા સુખમા મચી રહયો પાજી મુરખ મન ૩
બાનુ શ્રી ગુરૂદેવનું ધરવુ, નિત્ય શ્રી હરિ સ્મરણજ કરવું
સદા સત્ય સ્વરૂપમાં ઠરવુ, મુરખ મન ૪
સત્ય વ્યાપક પ્રભુજીને નિરખો, સ્થાવર જંગમમા હિસે સરખો
ગુરૂ સાન થકી તમે પરખો, મુરખ મન ૫
માયા મોહનની અતી ભારી, જેમા ભૂલ્યા જોગી બ્રહ્મચારી
કોઇ સંત સુરાએ વિચારી, મુરખ મન ૬
શુકદેવ શબ્દ વિચારો, મલ્યો સંત સમાગમ સારો.
માટે બીગડેલી બાજી સુધારો, મુરખ મન ૭

## પદ ૩૩ મુ

રાગ રસીઆનો (રાજીઓ)

રામરામ તૃષ્ણા અતી દુખદાઇ, રામરામ રે ટેક
જે કોઈ તૃષ્ણાના પુરમા તણાયા, કામક્રોધ રૂપ શત્રુથી હણાયા
જન્મ મરણ વિતે નિત્ય તે ગવાયા રે, રામરામ રે ૧
મોટા સુરવીર સર્વ રીતે પુરા, તેને તષ્ણા કરે તુર્ત અધુરા
શાતિ દાતી સુભ ગુણ કરે ચુરારે, રામરામ રે ૨
રાજા રાવણ જેવાનુ નહી ચાલ્યુ, ઇદ્ર ચદ્ર જેવાનુ રૂપ ટાળ્યું
મોટા દેવ રૂષિઓને દુખ આપ્યુ રે, રામરામ રે ૩
તૃષ્ણાબાઇ દુખદાઇ દસે મોટી હોય સાચુ તેની છાપ પાડે ખોટી
જરા ખસે નહી મનમા રહે ચોટી રે રામરામ રે ૪
ગુરૂદેવ દયા દ્રષ્ટી જે ... ... પાપ માટે રૂદયથી ત્યારે
ગણપત એવુ ... ... રે, રામરામ રે ૫



## પદ ૩૪ મું

કરના હોયસો કરલે બદા —એ રાગ

મુરખો માયામા મલકાય, ઉમગ કરી મેળવવા જાય ટેક
મનમાં જાણે કે હુ બહુ ડાહ્યો, એવુ જાણી બહુ ફુલાય
એવામા અપમાન થાય તો નિશદીન એનુ મન મુઝાય, ૧
દ્રવ્ય કમાવા સારૂ મુ ખો દીનતા રાખે દીલ મોઝાર
લાભ મેળવતા હાની થાય તો રૂદન કરે થઈ ને લાચાર, ૨
સ્ત્રી આવે તો સુખ ભોગવુ, એવુ જાણી પરણે નાર
દેહ દ્રવ્યનુ જોગ ઘટે તો કલેશ તણો નહી આવે પાર,
પુત્ર તણી તૃષ્ણાને સારૂ કાલાવાલા કરે અપાર
દેવ તણી બાધા બહુ રાખે જાણે હુ જીતુ સસાર, ૪
વેહેમ વમળના પાર ન આવે, એમા ડુબ્યા નર ને નાર
કહે ગણપત સુકદેવ ભજીને ભવસાગરને ઉતરો પાર ૫

## પદ ૩૫ મુ

ચાબખો

મનતો માયા વિષે ભટકેરે, પ્રભુ નહીં વિષયથી અટકે ટેક
એક વિષયથી ખેચીને રાખ્યુ ત્યારે, બીજામાં બાથજ મારે
ગુરૂના શબ્દનો રંગ નહીં લાગ્યો એતો નહી ઠરેને નહીં ઠારેરે, ૧
દુ:ખ રૂપવાસના સુખ કરી માને, ઘાટ ઘડે એતો મોટો
પકડવા જાય ત્યારે પંચ વિષયમાં, જોરથી મુકેછે દોટોરે ૨
કનક કામનીને જીભના સ્વાદમાં, રાત દીન રહે એતો માતુ
વિકાર દેખીને વળખારે મારે, પછી ગોથાં અતિશે ખાતુ રે ૩
કામક્રોધલોભને સ્વાધીન થઈ એતો મરજીમા આવે ત્યા મહાલે
ગુરૂ હરિજન જોઇ હાશીને બેઠું તેમા જરા નહીં ચાલેરે ૪
અંતર જામીને નથી અજાણ્યુ હાથે વારવાર શુ કહેવું
ગણુપત શુકદેવ બ્હાનુ ધરીને જેમ રાખે તેમ રહેવુ રે ૫

---

## પદ ૩૬(મુ ધોળ)

રાગ ગુરૂગોવિંદને એક કરી માનો

રે મન મુરખ માનજે મારૂ તેમાંથી કામ થશે રૂડું તારૂ
સતગુરૂ ચરણને સેવે તો સારૂ, તો જન્મ મરણુની આટી મટેરે ૧
દેહ આત્માનો વિભાગ જો જાણે ત્યારે મોટમનો મત નહી તાણે,
સતચિત આનંદનુ સુખ માણે તો, આનંદ સાગરમા રહેરે ૨
જ્ઞાન સમાન નથી કાંઇ બીજુ, જ્ઞાનથી નેત્ર ઉઘડશે ત્રીજુ.
જ્ઞાન વડે જેનુ મનડુ રીજયુ તો, નહી આવે માયાના માપમાંરે, ૩
સંત શાસ્ત્રોના વચન દીલ ધારો, રાત્રિ દિવસ રહેવુ તેને વિચારી.
મોહ માયા મેલે મનથી વિસારો તો નારાયણ નજરે પડેરે ૪
શાસ્ત્ર ગુરૂનો સિધ્ધાંત છે એવો, વ્યાપક રૂપ પ્રભુ ઓળખી લેવો.
દેહથી આત્મા જુદો કરી દેવો તો, અનુભવ રૂપ હથિયારથીરે ૫
દેહ અધ્યાસ થકી દુ:ખ થાય, પ્રગટ પ્રભુ પણુ નવ ઓળખાય
જન્મ મરણુ દુ ખ તાણી લેવાય તો, અંતરના અજ્ઞાનથીરે ૬
સતસંગ સાસ્ત્ર વિચાર કરીને, રે મન બેસતુ ઠીક ઠરીને
ગણુપત શ્રી શુકદેવ વરીને તો, દેહ તણુ ફળ એજ છેરે. ૭

## પદ ૩૭ મુ

સુખ છે શાતીમા, શાતીમા શા માટે પડો ભ્રાંતીમાં સુખ—ટેક
દ્રવ્ય વિષે નથી સુખની આશા, નથી પુત્ર દારામાં;
જોબન જશમા સુખ ન જાણો, એ સહુ છે માયાના સુખ ૧
દ્રવ્ય સારૂ દેશાવર ભટકે, જાણે લાવુ ગઠડી
દુ ખ વેઠી બહુ ભેગુ કીધુ, એવામા આ દેહ પડી રે સુખ ૨
સ્ત્રી આવે તો સુખ થાય, એમ મનમા આશા કરે
ધન જોબન જો નાશ થાય તો ઝુરી ઝુરીને મરે, સુખ ૩
ઘડપણ મન જાળવવા માટે પુત્ર મળે તો સારૂ
કર્મ સજોગે કુડો નીકળે તો કાઢે દેવાળુ રે સુખ ૪
નાશવત સહુ દુ ખ રૂપ એમ મનમા નિશ્ચય માનો
પુણ્ય કરી અમરાપુર પામો, તોપણ નાશ થવાનો સુખ ૫
શ્રી શુકદેવ ગુરૂ સરણે રહી, મનમા શાતિ રાખો
કઠણ વચન દુર્જનના સાખી હળીમળી અમૃત ચાખો સુખ ૬

---

## પદ ૩૮ મુ

રાગ ધોળ

રાગ ગુરૂગોવિંદને એક કરી માનો

પ્રીત કરો પ્રભુજી સાથ સાચી, જુઠી માયા દેખી નહી જાઓ રાચી,
જગત જજાળની પ્રીત છે કાચી તો જાણી ભજો ભગવંતને રે. ૧
માત પીતા મામા કાકા ને ભાઇ, દારા પુત્ર પરીવાર સગાઇ
સ્વાર્થ સુધી રાખે છે મીઠાઇ તો, અતે નથી કાંઇ કામનુ રે ૨
શ્રીહરીનામ સાચુ તમે જાણો, શુક વ્યાશ વાલ્મીક વાણી પ્રમાણો
દુર્જન વાણી દીલે નહી આણો તો પ્રગટ પ્રભુ નિત્ય ભાસશેરે, ૩
જાપ જપે જગજીવન કેરો, જેથી મટે ચોર્યાશીનો ફેરો
દુ ખ સાગરનો આવે નિવેડો તો. ગણપત શ્રી હરી સેવજોરે ૪

---

## પદ ૩૯ મુ

### રાગ ચોપાઇ છંદ ચોવીસ ગુરૂ

ગુરૂ શુકદેવને નામી શીશ, કહુ સક્ષેપથી ગુરૂ ચોવીશ
પૃથ્વી પેરે સુખ દુખ સહુ સહીએ, મન માહી હર્ષ શોક નવધરીએ
વાયુ પેરે નિર્લેપ નીશદીન રહીએ, વિષયોના બધનમા નહી પડીએ
આકાશની પેરે રહો ને અસગ, અથાગ, અખડ, અરૂપ વિહગ
પાણી પેરે રહેવુ શાત સ્વરૂપ, સદા નિર્લેપ ને આનદ રૂપ
અગ્નિ પેરે તેજ સ્વરૂપમા રહીએ, બળી પાપ પુન્યને નિર્મળ થઇએ
ચદ્રમાની પેઠે વધે ઘટે જેહ, તેણે જાણો પચ ભૂત તણો દેહ
સૂર્ય જેમ સબઘટ સરખો પ્રકાશે, એમ બ્રહ્મ સ્થાવર જગમ ભાસે.
હોલા પેરે મોહ વિષે પડે જેહ, મૃત્યુ તણા પાસમા આવશે તેહ.
અજગર પેરે સતોષ જે ધારે, હાની લાભ માયાના મનથી વિસારે.
સમુદ્રની પેરે ગભીર અમાપ, રહે તેને લાગે નહીં પુણ્ય પાપ
પતગની પેરે મુઝાઇ ન મરીએ, કનકને કાતા થકી દુર રહીએ.
ભ્રમર જેમ નિર્મોહ સુગધ લે છે, એવુ સુખ સર્વથી સત ગ્રહે છે
મધમાખી પેરે કૃપણ નવ થઇએ, જેથી ઘોર અગ્નિ પીડાથી ઉગરીએ
હાથી પેરે સ્ત્રી સુખમા ન લોભાવુ, રાખી ચિત્ત સ્થિરને માવધ થાવુ.
હરણની પેરે શબ્દે ન લોભાવુ, કામીઓના ગાયન દ ન દેશા વુ
મચ્છો જેમ જીભના સ્વાદે બધાય, માટે તજે સ્વાદ તો સુખ બહુ થાય
પીંગલાની પેરે અશા તજે જેહ, આનદ સ્વરૂપ થય નર તેહ.
ટીટોડાએ માસ કર્યું જ્યારે ત્યાગ, એની તેને ત્યાગ કરે સહાભાગ
બાલકોની પેરે રહો નિરમાન, નિરતર ભવે ભજે ભગવાન
કુમારીના કકણ પેરે અસગ, રહે તેને અતર માહી આનદ
બાણ ઘડનાર પેરે એક દ્રષ્ટ, કરે તેને પ્રગટો બ્રહ્મ સમસ્ત
સર્પ પેરે એકાકી જે કોઇ ફરશે, તેને નહીં માયનુ બધન નડશે.
કરોળીઓ પોતા થકી કાઢે તાર, એવી રીતે વિશ્વ રચે કીરતાર.
કીટ ભ્રમરીકા તણેરે દ્રષ્ટાત, કરે ધ્યાન ત્યારે મલે શ્રી કાંત
એવા ગુરૂ ચોવીશનું જ્ઞાન ધારે, ગુરૂ શુકદેવજી પાર ઉતારે.

## પદ ૪૦ મુ

### સેવા ફલ-ચોપાઇ

નમું નમુ શ્રી શુકદેવ દયાળ, જેથી મટે જન્મ મરણુ જંજાલ.
સેવા ફલ શાસ્ત્ર વિષે કહ્યુ ભારી, તેમાથી કહું છુ હુ સુક્ષ્મ વિચારી
હરિ ગુરૂ સત સેવા જેણે કીધી તેને મળે અષ્ટ સીદ્ધી નવ નીધી.
સવારમા ઉઠી હરિ નામ લેશે, તેને હરિ મન વંછીત ફલ દેશે
જેણે ઉઠી શ્રી હરિ દર્શન કીધા, તેણે દેહ ધાર્યાના સાર્થક કીધાં.
રાખી સ્નેહ સ્નાન કરાવે જેહ, આવે નહી ગર્ભવિષે કદી તેહ.
ભાવે કરી ચંદન પ્રભુને ચડાવે તેના ત્રણુ તાપ પ્રભુજી બુઝાવે.
હરજીને હેતે ધરે શણગાર, તેને પ્રભુ પોતે કરે અંગીકાર.
ત્રીકમજીને તુલશી ધરાવે જે ભાવે, તેનુ ફલ મુખે કેહેવામા ન આવે
માળા હરિ કંઠમા જેકો સોહાવે, તેની પાસે કાળ કણુ નહીં આવે
પ્રભુજીને પ્રીતથી દર્પણુ અરપે, તેને સહુ ભાવ ધરી ધરી નરખે.
ધરી ભાવ ભોગ પ્રભુને ધરાવે, તેને ઉર આનંદની લેહેર આવે.
જે જે પ્રીતાકારક હોય વસ્ત, સમરપે શ્રી હરિને તે સમસ્ત
ઠાકોરની આરતી જે કોઈ કરશે, તેને ત્રણુ લોક ચરણુમાંહી નમશે
કરે કોઇ શ્રી હરીને પ્રણુામ, તેને આપે વીઠ્ઠલ વૈકુંઠ ધામ.
નિરંતર સ્મરણુ કરે હરિ નામ તેના પ્રભુ પૂર્ણ કરે સહુ કામ,
નિરંતર ધ્યાન પ્રભુનુ જે ધારે, તેને હરિ સંકટમાથી ઉગારે.
જેણે હરિનુ ચરણુામૃત લીધુ તેણે પોતે વૈકુંઠમાં ઘર કીધુ
બજાવે વાજીંત્ર શ્રી હરિ આગે, તેની હાક ત્રણુ ભુવનમાં વાગે.
કૃષ્ણુજીની આગળ કીર્તન ગાવે. તેને પ્રભુ પોતાની પાસે બોલાવે,
કરે નિત્ય ઓચ્છવ આનંદ ધારી, તેને વશ થશે શ્રી કુંજ બીહારી.
જેકો કરે સતસંગ રાખીને હેત તરી જાશે સંસાર કુલ સમેત.
શુણે ભાગવત જો ભાવ ધરીને, નિરંતર વહાલો થશે હરિને.
પ્રેમે પ્રભુને તનમન અરપે તેના થકી જમદુત નીશદીન ડરપે
કરે હરિ મંદીરમાં જે બુહારી, કદી નહીં જાય તે જમને દ્વારી.

કરે કોઇ દીપક મંદીર માંહી, તેને કદી નર્કની પીડા નાંહી.
જે કોઇ જદુરાયની સેહેજ બિછાવે, હરિદાસ થઇ તે પુરણ પદ પાવે.
ભરે હરિ મદીરમાં જલ જેહ. વસે નીત વૈકુંઠમા નર તેહ.
જેણે હરિ મદીર પ્રેમથી લીપ્યુ, તેણે દેહ ધર્યાનુ સાર્થક કીધું.
જેકો હરિ પાત્રનુ મજન કરશે, તેના હરિ દુઃખ દારીદ્રને હરશે.
કરે હરિ સ્તુતી નીરતર જેહ, પામે જન મુકતી ચતુર્ધા તેહ.
જેકો હરિ સેવામા આળસ કરશે, ભુતળમાં શ્વાન થઇને તે ફરશે
સેવા ફળ મુખે કહ્યુ નવ જાય, જેના જશ શાસ્ત્ર પુરાણે ગવાય
સેવા ફલ મહાપ્રભુ શ્રી મુખ ભાખે, તેને સુરદાસ રૂદયમાં રાખે.
સહુ સાધનોમાં છે મુખ્યજ સેવા, જેથી મળે મનવાછીત ફળ મેવા.
ગુરૂ શુકદેવ દયાલ કૃપાથી કહે ગણુપત સુખ થાશે સેવાથી.

---

## પદ ૪૧ મું

સુરખને જ્ઞાન કદી નહી થાય, એ રાગ

નામનો મહીમા અતી ભારી, સુણો સહુ સજ્જન નરનારી ટેક
રામ નામનો મહીમા સહુ કોઇ, સત સાધુઓ ગાવે
રામ નામનો બોધ કરે સહુ, નામની ધુન્ય લગાવે,-નામનો ૧
અજામેલ મહા પાપી ક્ષણુમા, નામ થકી ઓધરીઓ.
નામ થકી સહુ પાપ તાપનો, નાશ થશે ભવદરીઓ-નામનો ૨
શુક સનકાદીક રહે રાત દીન, મહીમા કહ્યો ન જાય
નિર્મલ નામ રહેજો પ્રોતે, કાળ કણુ ના ખાય,-નામનો ૩
રામ નામથી પત્થર તરીયા, શાસ્ત્ર પુરાણો ગાવે.
શેષ શહસ જીભથી રટતાં, પાર કણુ નહીં પાવે,-નામનો ૪
શ્રી શુકદેવ દયાના સાગર, દયા કરો દીન જાણી.
ભક્તિ આપની આપી પ્રભુજી, શ્રી ચરણે લ્યો તાણી,-નામનો ૫

## પદ ૪૨ મું

### જ્ઞાન ભુમિકા, પ્રબંધ

કહું વાત સુણો ભ્રાત દીલ ધારી, ગુરૂ ગમની વાત
સહુથી ન્યારી ન્યારી કે તેની બલીહારી ટેક

જ્ઞાન ભુમિકા કહી છે શાસ્ત્રે સાત,
તેની ભિન્ન ભિન્ન કહે ગુરૂ વાત,
જેથી દુર થાય જન્મ મરણુ ઘાત,

એવું જાણી એવુ જાણી, દીલ આણી સંત વાણી,
દીલમાં ધારી ધારી, તેની બલીહારી.—કહું ૧

પ્રથમ ભુમિકા શુભેચ્છા કેહેવાય,
તીરથ વૃત દાન યજ્ઞ બુદ્ધી થાય,
શાસ્ત્ર સંત વાણી દીલમાં ધરાય,

ઇચ્છા શુભ ઇચ્છા શુભ, પ્રસન્ન સુખ, નહી દુખ,
દીલમાં ભારી ભારી, તેની બલીહારી —કહું ૨

બીજી ભુમિકા વિચાર શુદ્ધ જાણે,
ગુરૂ શાસ્ત્રના વચન દીલ આણે
મનન કરે ગુરૂ કહે તે પ્રમાણે,

માયા બ્રહ્મ શુ કહેવાય જીવ દશા કેમ થાય,
પરમ પદ કેમ પમાય, લે વિચારી ચારી.—કહું ૩

ત્રીજી ભુમિકાએ આવે જન જેહ,
જગત જાળ સહુ મીથ્યા દેખે તેહ,
દારા પુત્ર પરિવાર માન નેહ

કામ ધામથી વિરામ, તનુ માનશા એ નામ, સત્ય જાણવાનું કામ
હામ ધારી ધારી, તેની બલીહારી —કહું ૪

ચોથી ભુમિકા એ આવે જન જ્યારે,
ગુરૂ શાસ્ત્રનું રહસ્ય જાણે ત્યારે,
અહં બ્રહ્મ એવો નિશ્ચય દીલ ધારે,

સત્તા પામી તેનું નામ, જેથી પ્રગટ થાશે રામ બાકી રહ્યું નહીં કામ
આનંદ ભારી ભારી, તેની બલીહારી—કહુ ૫
અશ શકિત પાચમીએ જન જાય,
વિષય સંગ થકી તે નહી બંધાય,
નિત્ય એક રૂપ તેને સહુ જણાય,
લક્ષ એક પણ વિવેક, મુકે ટેક નહી છેક;
દેહ ધારી ધારી, તેની બલીહારી—કહુ ૬
છઠ્ઠી ભૂમિકાએ પહોચે જન જેહ,
એક લક્ષ રૂપ થાય ત્યારે તેહ,
નહી સ્વરૂપ થકી અન્ય ભાસે દેહ,
નહીં સુખ નહીં દુખ નહીં તરસ, નહીં ભુખ નિત્ય પ્રસન્નરહેમુખ,
મોહ કારી કારી, તેની બલીહારી—કહુ ૭
તુર્યા ભુમીકા તે સાતમી કહેવાય,
કેવળ એક અનુપમ રૂપ થાય,
તેને વાણી થકી કેમ કહેવાય,
અણુપત, માન સત, દીલ ધારી લેને ઝટ,
કાર્ય થાશે થાશે, કે દુખ જાશે—કહુ ૮



## પદ ૪૩ મુ

### લાવણી

ભવસાગર તરવાને એક ભકિત રૂપી નૌકા સાચી
અણુપત હરિની ભકિત વીના, સહુ લક્ષ વાત આનો કાચી—૧
સાચી ભકિત સંત બતાવે, તેને તું ચિત્તમાં ધરજે.
અણુપત સત્ય વચન દીલ ધારી, કામ ક્રોધને દુર કરજે—૨
કામ ક્રોધને દુર કરીને, હરિજનના લક્ષણ રાખો.
અણુપત હળીમળીને સહુ ભકિત રૂપ અમૃત ચાખો—૩
અમૃતરસ હરિજન હોય ચાખે સાકુટને શું ખબર પડે.
અણુપત હરિજન હેત કરેતો, પ્રગટ પ્રભુ તારી નજર પડે—૪

નજર પડયાની એજ નીશાની, નમ્ર ભાવ દિલમાંહી રહે.
ગણુપત સુખ સહન કરે પણ બુરૂ કોઇનું નહીં ચિંતવે—૫
દયા નિરંતર જેના દીલમાં, વિવેકને કદી નહીં વિસરે.
ગણુપત સત્ય વચન નીત્ય ભાખે નીંદા કોઇની તે ન કરે—૬
ધિરજ રાખે ધર્મ બતાવે, દ્રઢ પ્રભુનો આધાર ધરે,
ગણુપત નીશદીન પ્રભુ સેવામાં, વિષય વાસના દુર કરે.—૭
હરિના નામ વિના બીજુ નહીં, ભાવે તેને ભકત કહો
ગણુપત સઘળે હરિ હરિ દેખે, એવા સંતની ટેહેલ કરો—૮
સત સમાગમથી સુખ થાશે, સાકુટથી શું કામ સરે,
ગણુપત કામધેનુને ત્યાગી, કપાડાથી શુ પય નિશરે—૯
પાડાથી નહીં પયને પામો, પણ પાકા અંતર થાશે.
ગણુપત જો નહીં ઓળખશે, તો ભવસાગરમા અથડાશે—૧૦
અથડાયાની એજ નિશાની, શાસ્ત્ર ગુરૂ વિશ્વાશ તજી
ગણુપત વિષયો સારા દેખી, ભટકે જ્યાં આવે મરજી—૧૧
મરજીમાં આવે તેમ મહાલે, પશુ રૂપ તે નર જાણો
ગણુપત રેહેણી રેલ વિના કદી નહીં, પલળશે એ પહાણો—૧૨
રેહેણી રેહેથી કારજ સરશે, કેહેણીથી શુ કામ સરે
ગણુપત મુખથી મોદીક કહે પણ, જમ્યા વિના નહી ભૂખ મટે—૧૩
ભુખ મટવાથી, તૃપ્તિ થાશે, આનંદ બળવાધે તનમા
ગણુપત રેહેણીથી એમ નીશદીન, પરમાનંદ વાધે મનમાં—૧૪
પરમાનંદની એજ નિશાની, હર્ષ શોક સહુ દુર કરી.
ગણુપત સ્થાવર જંગમ વિષે, નીશદીન નીરખે હરી હરી—૧૫
હરિ હરિ જો સઘળે ભાસે, બીજું નહીં આવે નજરે,
ગણુપત તે નર ભવસાગરમાં, કદી નહીં જન્મે ને મરે.—૧૬
જન્મ મરણનો ફેરો ટાળે, એવા પ્રભુનુ ધ્યાન ધરો.
ગણુપત હરિજન સાથે રહીને, સત સમાગમ નિત્ય કરો.—૧૭

## પદ ૪૪ મુ

### ગરબી

પતિવૃતાના ધર્મ કહુ તે સાંભળો, જેથી મટશે જન્મ મરણ જંજાળજો
દેહ ધાર્યાનું સાર્થક બેહેનો એજ છે, પવિત્રપણાથી હરિ શરણે રેહેવાયજો, ટેક
પતિની સેવા હરિ જાણી કરવી સદા, સ્વામી આધીન રહેવું જેવી છાંયજો.
સ્વામીના સંબંધીઓને અનુસરી, પતિએ કહેલા નિયમ હૃદયધરાયજો. ૨
નાહી ધોઇને પવિત્રપણે રેહેવું સદા, સૌભાગ્યના ચિન્હો ધરવા નીતજો,
ઘર મંદિરમાં ચોખ્ખી ચીજો રાખવી લીપી વાળીદાં વાળ્યાની રીતજો ૩
ઇચ્છા ત્યાગી ઇંદ્રયજીત થઇ નમ્રતા રાખી સત્ય મધુર વચન બોલાયજો.
પ્રીતિ રાખી સંતોષો રેહેવુ સદા, સ્વામી કેરૂ મન કદી ન દુખાયજો. ૪
સાવધ રહીને શીયળવૃતને પાળવુ ધર્મ જ્ઞાન સંપાદન કરવુ નીતજો
સ્વામી એજ પ્રભુ એમ નિશ્ચય માનવું તેથી થાશે કારજ સિધ્ધ ખચીત્ત જો ૫
આવી રીતે નિયમ ધરીને જે રહે, તેના મનના સરશે કાજજો
શ્રી શુકદેવ દયાથી સૂરજ વિનવે, શ્રી હરિ વ્યાપક રાખો સહુની લાજજો ૬

---

## પદ ૪૫ મુ

### સાધન માળા, ચોપાઇ

શ્રી ગુરૂદેવ વીનતી કરૂ, હૃદય કમળમા ધ્યાનજ ધરૂં
આધિ વ્યાધિ વળગ્યા બહું, એ દુખ કોને જઇને કહુ ૧
જન્મ મરણ કેમ મટશે ગુરૂ, સાધન એવા શુ આદરૂ
જ્ઞાન હૃદયમા કયારે થશે, મન શાંતિ કયારે પામશે ૨
વચન સુણી શુકદેવજ વદે હરિજન હોયતો ધરજો રૂદે
હિંસા મન વાણીને કાય, જાણી જોઇ કદી ન થાય ૩
સત્ય વચન નિત્ય ભાખે મુખ કોઇના ચિત્તને દે નહીં દુખ,
બ્રહ્મચર્ય પાળે બહુ પેર કોઇ સંથે નહીં રાખે વેર ૪
ક્ષમા દયાને ધિરજ ધરે, ભોજન શુદ્ધ નિરંતર કરે.
તપ સંતોષ પ્રભુ વિશ્વાસ, સંત સમાગમમા નિત્ય વાસ ૫

નિયમ ધરી નિત્ય ધ્યાનજ ધરે, ગુરૂ શબ્દનુ' રટણુજ કરે.
સાધન જ્ઞાન થવાને કાજ, શ્રીમુખે વદીયા મહારાજ. ૬
પ્રેમ કરીને દીલમા ધરો, તો ભવસાગર સ્હેજે તરો
ભ્રાંતિ ભાંગી થાશે જ્ઞાન, તો તુજને ભાસે ભગવાન. ૭
સત્યરૂપ વ્યાપકછે હરિ, ભાસે નહીં અજ્ઞાને કરી
માટે રાખો નિત્ય વિવેક, સત્ય નામની ધરવી ટેક ૮
દેહ ભાવને કરશે દૂર, તો તુ બ્રહ્મરૂપ ભરપુર.
ગણુપત સહુ હરિજનનો દાસ, શ્રી શુકદેવનો સબઘટવાસ ૯

---

## પદ ૪૬ મુ

અલબેલી અબેમાત, એ રાગ

મન મારી શીખામણુ માન, બેહેકે શા સારૂ
તજી લોક શાસ્ત્ર મરજાદ ભમે તે નહી સારૂ ટેક
શાસ્ત્ર લોક મરજાદા તજીને, ચાલે છે બેઢંગે
તે માટે તને સત ગુરૂનો, જરા ન લાગ્યો રંગ બેહેકે ૧
દારા પુત્ર પરિવાર વિષે તુ મોહ્યુ દીન ને રાતરે
શાંત થઇને જરા ન બેઠુ, ખાશે જમની લાત બેહેકે ૨
જ્ઞાન ધ્યાન ભૂલીને બેઠુ, વિદ્યા કીધી છેટીરે
કામ ક્રોધને લોભ મોહની, સાથે અવિદ્યા ભેટી બેહેકે ૩
ઇંદ્રીઓ સહુ પંચ વિષયમા મનમાને તેમ મહાલેરે
શા માટે મસ્તાન થઇને, માથામાં ધુળ ઘાલે બેહેકે ૪
ચેત ચેતતુ મુરખ મનડા, હજી હાથછે બાજીરે
કહે ગણપત શુકદેવ ભજીને રેહેજે નીશદીન રાજી. બેહેકે ૫

---

## પદ ૪૭ મુ

રાગ ઉપર પ્રમાણે

મન મુરખ કહુ એક વાત અંતરમા ધરજે
સહુ વિષય વિકારો દૂર, કરી હરિને ભજજે ટેક

વિષય વિકારો દૂર કરીને હરિ સાથે કર હેતરે
આ ભવસાગરને તુ મુરખ, તરીજા કુળ સમેત, અંતરમા ૧
સ્વપ્ન રૂપ સંસાર સુખ શુ જોઈને મનમા ફુલેરે
સત્યરૂપ સંપત્તી ખરચી, શીદ હેવામા ડોલે અંતરમાં ૨
સ્ત્રી સંપત્તી મારી છે, એમ જાણી ખોટાઇ કમાણીરે
કામ ક્રોધમા અંધ થઇ, નહી ગણી સંતની વાણી અંતરમાં ૩
એ માયા વાદળની છાયા, સમજી રેહજે છેટેરે
દુખ વેલી રૂપ દારાને શીદ, બાથ ભરી ભરી ભેટે અંતરમાં ૪
અંતસમય કોઇ કામ ન આવે, સમજસમજ હેવાન
ગણુપત શ્રી શુકદેવ પ્રતાપે, ભાવે ભજ ભગવાન અંતરમાં ૫

---

## પદ ૪૧ મુ

### રાગ ઉપર પ્રમાણે

નહી આવે આવો લાગ, કહુ છુ વાત ખરી
ભજ ભાવ કરી ભગવાન, મનુષ્ય દેહ ધરી, ટેક
આવો લાગ કદી ન આવે, માટે શ્રી હરિ સેવેરે
કામ ક્રોધને લોભ મોહ છળ, દૂર કરી અહમેવ કહુ છુ ૧
અંતરની આટી સહુ ટાળી, સંત સમાગમ કરજેરે
સત ગુરૂ ધ્યાન ધરી અંતરમા, ભવસાગરને તરજે કહુ છુ ૨
લક્ષ ચોર્યાશી ફેરૂ લુગડુ, શિદ તાણીલે માથેરે.
પોતાના પગ માહે કુવાડી, મુરખ મારે હાથે. કહુ છુ ૩
મસ્તાનો થઇ મગરૂરીમા, જેમ તેમ જગમામહાલેરે
કાળ અચાનક પકડી લેશે, ત્યા તારૂ નહીં ચાલે કહું છું ૪
ચાર દિવસનુ ચાંદરણુ તે ક્ષણુ માંહી મટી જાશેરે
કહે ગણુપત શુકદેવ ભજીલે, નહીં તો બહુ પસ્તાશે કહું છું ૫

---

## પદ ૪૯ મુ

રાગ ઉપર પ્રમાણે

સદા સહાય કરે શુકદેવ શાને ડરપેરે
તારૂં સિધ્ધ થશે સહુ કાજ, તન મન અરપેરે.
સર્વમાં વ્યાપક વિઠલો છે એવુ વિચારો મન
અષ્ટ પહોર આનદમા, રેહેજે સાધી ગુરૂ શુ લગન શાને ૧
અવિનાશી અળગો નથી, જોજે અનુભવ નેત્ર મૂઢ
અજ્ઞાનીને સુઝે નહી જેની કૃતિ દિશે અતી ગુઢ શાને ૨
કીધા કારજ સહુ શામળે, તેનો કરજેમનમા તોલ
શ્રી શુકદેવ દયાલમા હાવે વૃત્તો જોડ અડોલ શાને ૩
સ્થાવર જગમમા વશી કરે વિધ વિધ લીલા નાથ
પ્રગટ થઇ ભવ બૂડતા, તાર્યા સહુ હરિજનનો સાથ શાને ૪
ધન્ય ધન્ય શુકદેવજીને ધન્ય હરિજન સાથ.
ગણુપતદાસ અનાથનો વહાલે આવી પકડયો હાથ શાને ૫

---

## પદ ૫૦ મુ

રાગ જો ગુરૂ જ્ઞાન તરા હ્રદયમાં થયુ એ રાગ

ખોદે તે પડેરે જીવ તુ શાને બળે જીવ તને શુ નડે ટેક
હીરણ્યકશ્યપુ પાપી થઇ, પ્રહેલાદને નડે
નૃસિહ રૂપ પ્રભુએ ધરી, માર્યો નખવડે. ખોદે તે ૧
મદમા છકી રાવણ પાપી, જાનકી હરે.
સાગર ઉપર પાજ બાંધી હણ્યો રઘુવરે ખોદે તે ૨
દુષ્ટબુદ્ધિ ચદ્રહાસપર દગો કરે
મદન કુવર ટુકડે ટુકડા થયો તે પળે. ખોદે તે ૩
મનની દોડ દુર કરી જો પ્રભુ ચરણુ ઠરે.
ગણુપત તેના દુ:ખ સહુ શ્રી હરિ હરે ખોદે તે ૪

---

# :અનુભવનાં પદો:

## પદ ૧ લું

### પદર તિથિ

હરિ રસ હેતથકી પીતા, હાવે હમે દુન્યાથી નથી ડરતા હરિ ટેક
પડવેતો પ્રેમ તણો પ્યાલો, ગુરૂજીએ હેત કરી પાયો
અંતરથી મોહ શત્રુ ટાળ્યો, હરિ રસ ૧
બીજે તો બીજુ નથી ગમતુ મન મારૂ ગુરૂ ચરણે રમતુ
હાવે નથી વિષય વિષે ભમતુ, હરિ રસ ૨
ત્રીજે તો ત્રીગુણાતિત વહાલો, જેના વિના ઠામ નથી ઠાલો
એવા પ્રભુ અંતરમાં ભાળો, હરિ રસ ૩
ચોથે તો ચિત્ત વિષે જોયું, મે તો ગુરૂ ચરણે ચિત્ત પોયુ
સુખ દુખ અંતરનુ ખોયુ, હરિ રસ ૪
પાંચમે પીડ ગણી કાચો સમાગમ સંત તણો સાચો
એવુ જાણી હરિ રસને ચાખ્યો, હરિ રસ ૫
છઠે સર્વે શત્રુ ગયા નાસી ત્યારે જોયુ રૂપમે અવિનાશી
મટી હવે કાળ તણી ફાસી હરિ રસ ૬
સાતેમે શાંતિ વળી દિલમા, વહાલો દીઠો સ્થાવર જંગમાં.
રમી રહ્યા રામજી રંગ રંગમા, હરિ રસ ૭
આઠેમ અષ્ટ સિદ્ધિ આવે, તેતો મારા મનમા નહીં ભાવે
પોહોચેલાને પલમા એ પાડે, હરિ રસ ૮
નોમે તો નામ નોબત વાગે, હરિજન હેત કરી જાગે
દુરીજનના દીલમાં ઘા લાગે હરિ રસ ૯
દશમીએ દરશન મેં કીધા, ગુરૂજીના વચનામૃત પીધાં
વહાલે મારે એક કરી દીધા, હરિ રસ ૧૦
એકાદશી અંતરમાં નિરખી, ખરી પ્રીત પ્રીતમની પરખી.
હવે હું તો રહી છુ એને વળગી હરિ રસ ૧૧

બારેશે બાવનની બહાર, પ્રાતમ દીશે પરા થકી પાર.
વાણીરે મન પામી બેઠા હાર હરિ રસ ૧૨
તેરશે તન મન ધન કહીએ, અરપીને ગુરૂ ચરણે રહીએ
દુરીજન દુખ દીલ નવ ધરીએ, હરિ રસ ૧૩
ચૌદેશે ચારે દિશા માહી હરિ વિના અન્ય નથી કાંઇ
વ્યાપીને રહ્યા ગુરૂ જગમાહી, હરિ રસ ૧૪
પુનેમે પુરણ પદ પામી, મલ્યા મને શ્રી શુકદેવજી સ્વામી
હાવે મેતા દુખા દુર વામી, હરિ રસ ૧૫

---

## પદ ૨ જુ

સાતવાર—રાગ સોરઠા

સજજન વાત વિવેકની, કહુ સુણજોરે કાન
હેતે હરિ રસ પીજીએ, મુકી માન ગુમાન સજજન ટેક
આરીતે અનુભવ ઉગીઓરે, હૃદય કમલ મોજાર
અજ્ઞાન તીમિર ટળી ગયુ, જાણ્યુ સાર અસાર સજજન ૧
સોમે સતસગ જઇ કર્યોરે ગુરૂના વચન પ્રતાપ
સંત વચનથી નાસીઆ મારા ત્રીવિધિના તાપ સજજન ૨
મ ગળે મોહને મારીઓરે, ત્યારે મટી મન વાત
વાદ વિવાદ મટી ગયા, ચિત થઇ ગયુ શાત સજજન ૩
બુધે બુદ્ધિ રૂપ નેત્રથીરે. જોયા શ્રી જદુરાય
બહાર ભીત્તર એજ છે, બીજુ નહી દરશાય સજજન ૪
ગુરૂએ ગુરૂજી નીરા નથીરે, થયા કારજ સિધ્ધ
જ્ઞાનથી ગોવિદ ઓળખ્યા, દીઠા જગત પ્રસિધ્ધ સજજન ૫
શુકરે સમદમ નિયમથીરે, સ શય દુર પળાય
શ્રધ્ધા સહીત ગુરૂ સેવતાં, નિજ રૂપ ઓળખાય સજજન ૬
શનિએ હુ સાનમા સમજીઓરે, હરિનુ' અકળશવરૂપ
સ્થાવર જ ગમ નિરખતાં, સઘળે હરિ એક રૂપ સજજન ૭
શ્રી શુકદેવ પ્રતાપથીરે, કહ્યાછે ચાલનાર
ગણપત મનમા અનુભવે, સુજે સાર અસાર. સજ્જન ૮

---

## પદ ૩ જું

### રાગ ઉપર પ્રમાણે

સજ્જન સુણજો પ્રીતથી, હરિનું અકળ સ્વરૂપ.
સ્થાવર જંગમ નિરખતાં સઘળે હરિ એક રૂપ. સજ્જન ટેક.
ઇચ્છા શકિતથી ઉભું થયું રે, મહત્વ પ્રમાણે.
તે થકી અંહકાર ઉપજ્યો, સત્વ રજ તમ વાન સજ્જન ૧
સત્વરજને તમ થકીરે, ઉપજયાં પંચ ભુત
તે થકી ઇંદ્રિઓ દશ થઇ, ચોવીશ તત્વ અદભુત, સજ્જન ૨
બ્રહ્માદિક સહુ દેવતારે ઇચ્છા શકિતથી થાય
કાર્ય કારણમાં એજછે બીજું નહીં દરશાય. સજ્જન ૩
કનકથી ન્યારૂ કંકણુરે, તંતુ થકી પટકુળ.
મૃત્તિકાથી ન્યારો ઘટ નથી, મટે જ્ઞાનથી ભુલ. સજ્જન ૪
રજ્જુમાં સર્પ ભાસી રહ્યોરે, તેતો સમજેથી જાય
ગણપત ગુરૂગમ જો થશે, ત્યારે દુખ નહી થાય સજ્જન ૫

---

## પદ ૪ થુ

### જાકે શિરપે સરજન હાર, એ રાગ

મારા સાચા સ્નેહી હરિજન, કહુ તે કાન ધરો
મેંતો કૌતિક દીઠું એક, તેનો કોઇ કોલ કરો.
નવપુર નગર વિષે એક વસતો, રાજા રણજીત નામ. કહું તે ૧
રાણી સુંદર બાઇની સાથે નિશદીન કરતો આરામ.
રાણીએ જન્મ્યો રૂડો, કામ કુંવર એક બાળ.
નહીં પુરૂષ નહીં નારીમા પણ રૂપ તણો ભંડાર કહું તે ૨
માત પિતાએ સ્નેહ કરી, કામ કુંવરને પરણાવ્યો.

ચંચળ ચતુરા નારીને જોઇ; ઘણો ઘણો હરખાયો. કહુ તે ૩
વહુ દીકરો બેઉ એક થયાને, વિચાર કરવા લાગ્યા
ડોસો ડોસી નાશ થાયતો, ભોગો મળે મન માગ્યા કહું તે ૪
ડોસાને દીકરો નહીં ગાઠે, પોતે હુકમ ચલાવે
કામદાર હથને દુઃખ દેતો, કામ અતિશે કરાવે. કહુ તે ૫
નગર લોકો સહુ હારજ પામ્યા, કરતા મન વિચાર
આ દુખડા કોને જઇ કહીએ, કોણ સહાય કરનાર. કહું તે ૬
રાજા બુઢ્ઢો થઇને બેઠો, કામ કુવર દુખ દે છે
રાત દિવસ જંપવા નથી દેતો કામ અતીશે લે છે કહુ તે ૭
એવામા એક વકીલ મલીઆ, સલાહ એવી આપે
કોરટમા જઈ અરજી આપો તો દુખ સહુ મટી જાશે કહું તે ૮
સહુ લોકોએ અરજી આપી પણ કોરટ બે હારી
ત્રીજી કોરટે અપીલ કીધી, ત્યારે ગયા ત્યાં ફાવી કહું તે ૯
કામ કુવરને કેદ કરીને રણુજીતને સમજાવ્યો
પ્રધાન સારો આપ્યો તેણે, સારી રીતે ભણાવ્યો કહું તે ૧૦
નગર લોકોને સુખ થયુ તે આશીશો સહુ આપે
ગણુપત શ્રી શુકદેવ પ્રતાપે, ભવના બંધન કાપે. કહું તે ૧૧



## પદ ૫ મુ

આજ મે ધરૂ ગુરૂકો ધ્યાન, મેરા ગુરૂએ બતાવ્યું જ્ઞાન
આજ મે ધરૂ પ્રભુ કો ધ્યાન ટેક
પરાપાર બાવનસે બાહીર ગુરૂને બતાઇ સાન
નિરાધાર મેં સ્થિરતા પાઇ પકડે નામ નિશાન આજ નિ
નેતી નેતી નિગમ પોકારે, ઉસકી સમજો સાન
સ્થુલ સુક્ષ્મને કારણ નહી હે પીછે દેખ અનુમાન. આજ ૨
પંચ વિષયને તીન દેહ સબ, પંચ ભુત હે જાન
ગણુપત કહે શુકદેવ ગુરૂકી સત્ય કહી પિછાન, આજ ૩

પદ ૬ ઠું

નાથ કૈસો ગજકો ફંદ છોડાયો એ રાગ

શુકજીકા ભેદ હે ન્યારા ન્યારા, કોઇ જાણે જાનન હારા, શ્રી શુકજી
અગમ અગોચર વ્યાપક સબસે ન્યારા, ઝગમગ જ્યોત બિરાજે.
પરાપાર બાવનસે બાહેર, પ્રગટ ભયે ભકત કાજે શ્રી શુક ૧
જે જન જૈસા હરષ ચહતહે, તૈસાહી પ્રકટજ ભાસે
કોટી રવી શશી ઉપમા નાહી, એશાહી સ્વરૂપ પ્રકાશે શ્રી શુક ૨
બ્રહ્મા વિષ્ણુ શંકર દેવા, શેષ સહસ્ર મુખ ગાવે
નારદ શારદ ધ્યાન ધરત હે, સો ભકતકુ લાડ લડાવે શ્રી શુક ૩
માન બડાઈ ઈર્ષા તજી, શુકદેવકા ધ્યાન લગાવે.
કહે ગણુપત ભવસાગર માંહી, ક્ષણુ ભરમા તરી જાવે શ્રી શુક ૪

---

પદ ૭ મુ

ગોડી

શ્રી શુકદેવ ઉપાશી અબ હમ શ્રી શુકદેવ ઉપાશી ટેક
લક્ષ ચોર્યાશી ભમતે ભમતે, બહોત ભયો મેં ઉદાશી
ચરણ શરણ અબ આઇ પડયોહુ દુર ગઇ કાલ ફાશી અબ ૧
કામ ક્રોધ મદ લોભ મોહ છળ, શત્રુ ગયે સબ નાશી
સતગુરૂ દેવે દયા જબ કીની, તબમે ભયો સુખરાશી અબ ૨
સબ તિરથ ગુરૂ ચરણે પાયો, કોટી મથુરાં કાશી
ગંગા જમુના ઓર નરબદા, જબ ગુરૂબાની પ્રકાશી અબ ૩
ગુરૂ મુખી હરિજન શબ્દ પિછાને કયા જાણે મુઢ અભાગી
ગણુપત શ્રી શુકદેવ પ્રતાપે, ગુરૂ ગુરૂ તાલી લાગી. અબ ૪

---

પદ ૮ મુ

મુરખ મન જોને અનુભવ કરી એ રાગ

પ્યાલા પ્રેમ તણા ભરપુર, જે કોઇ પીવે સો ચકમા ચુર ટેક
ઓ પ્યાલા ગુરૂ ઘરસે આયા, વિરલા જાને કોઇ

હરદમ રેહેત ખુમારી જીશકી ગુરૂ મમ હીરદે હોય. પ્યાલા ૧
સચ્ચા હરિજન હેત શું પીવે, રહે મગન મન માંહી.
હર્ષ શોક દીલમાં નહી વ્યાપે દ્વૈત ન દરશે કોઈ. પ્યાલા ૨
જન્મ મરણ કે જોખમ છુટે પાપ કર્મ મીટ જાય.
જ્ઞાન ધ્યાન હીરદેમે વિલસે, વ્યાપક રૂપ દરશાય. પ્યાલા ૩
અજર અમર એ પ્યાલા ગુરૂકા, પીવે સુઘડ શુ જાણુ.
શ્રી શુકદેવ ગુરૂ હે શીરપર જાકતો કે દીલ જાન પ્યાલા ૪

---

## પદ ૯ મુ

### રાગ ઉપર પ્રમાણે

ગુરૂજી જીવ તત્વ છે કેવું, તેને સાથી સમજી લેવુ ટેક
શ્વાસોશ્વાસ વાયુથી ચાલે, વાયુ થકી સહુ બોલે
વાયુ વિના કાંઇ અન્ય ન જાશે, વાયુ નળમા ડોલે. ગુરૂ ૧
રૂપ નિરખવુ પાચન કરવુ, તે ગુણ અગ્નિ કેરો
વાયુ તત્વથી પ્રકાશ પામી, શરીર માહી વધેલો. ગુરૂ ૨
મરણ શમયમાં વાયુ તત્વ એક ગયેલુ સહુને જાસે.
તે થકી અગ્નિ શકિત ગઇ એમ નિશ્ચય મનમાં થાશે ગુરૂ ૩
પચ તત્વથી જુદો જીવ એમ જયારે, ગુરૂજી કહેશો
એક તત્વનો નાશ ત્યારે જીવ જાય કેમ કહો છો ગુરૂ ૪
પચ તત્વ મનો જીવ કહો તો, પરલોક મિથ્યા થાશે.
પુણ્ય પાપ આ દેહે કર્યાં તે, મુવા પછી કેમ મળશે ગુરૂ ૫
દેહ પડયા પછી કર્મ રહે છે, તો તે કયાં જઇ રહે છે.
કેવા રૂપે કયારે પાછા આવી સહુને મળે છે. ગુરૂ ૬
શાંતી દાતા ગુરૂ હમારી, ભ્રાંતી ભાગો સ્વામી.
શ્રી શુકદેવ પ્રતાપે ગણપત, વિનવે મસ્તક નામી. ગુરૂ ૭

---

## પદ ૧૦ મુ

### રાગ ઉપર પ્રમાણે

શુણું શુણુ શિષ્ય શીખ એક મારી, કહું છુ શાસ્ર પુરાણુ વિચાર ટેક
પંચ ભૂતનું શરીર કહીએ, તેથી જીવ છે ન્યારો.
પાપ પુણ્યનો ભોગી તે છે કર્મ પ્રમાણે જનારો શુણુ ૧
શરીર નાશ થયાથી જીવનો નાશ નથી એમ જાણો
અંતર દ્રષ્ટિ કરીને જોજો, મીથ્યા મત શિદ તાણો શુણુ ૨
વ્યાપક અગ્ની સહુમાં રહે પણ, મથન કર્યાથી ભાસે
એમ જીવછે સહુ તત્વોમાં પણ યુક્તિથી જણાશે શુણુ ૩
કાષ્ટ ઉપાધીનાશ થાય પણ, અગ્ની અવિચલ રેહછે
નાશ થયો એમ નજર પડે પણ, અવીગત માહી વસેછે, શુણુ ૪
સતચિત આનંદ રૂપ સદાછે, પણ ગુણ માહી રહ્યોછે
ખટ્ ઇંદ્રિના વિષય થકી એ, પોતે ભુલી ગયોછે શુણુ ૫
વાયુ રૂપવાસના સાથે, અનુભવ રૂપે રેંના
કર્મ વાસના સાથે ભમતા, જન્મ મરણ દુખ સેહેતા શુણુ ૬
સતગુરૂ ચરણુ શરણને સેવી, શ્રદ્ધા ભક્તિ રાખે
મલીન વાસના દુર કરેતો હરિ રસ અમૃત ચાખે. શુણુ ૭
પૂર્વ જન્મના પુણ્ય થકી જો, હરિ ગુરૂ પદ સમજાશે.
ગણુપત શ્રી શુકદેવ કૃપાથી, તે ભવમા તરી જાશે શુણુ ૮

---

## પદ ૧૧ મું

### ધોળ

આવો આવો હરિજન કરીએ વાત, રામજીને હુતો સાચુ કહુરે.
પૃથ્વી પાણી, અગ્ની, વાયું, આભ, તે મધ્યે નામ વ્યાપી રહ્યુરે. ૧
નામ રહ્યુછે ગુણ કર્મ આધારે, તે ધ્યે વસ્તુ સત્ય દિસેરે.
પણુપાર ભાવથી છે બહાર, જ્ઞાનીને ઘટ માંહી દિસેરે ૨
પંચભુતના શબ્દ સ્પર્શ-રૂપ, રસને તળી ગંધ થયારે,
ઇંદ્રિઓ-જે દશ-દશ દેવ, પોતાને સ્થાને સહુ રહ્યારે. ૩

પંચ પ્રાણને અંતઃકરણ ચાર, તે સહુ પંચભુત તણારે
વિલસી રહયોછે સઘળે એ વિસ્તાર, નામને રૂપ થયા ઘણારે. ૪
તે સર્વેનું રેહેવાનું જે સ્થાન, તેને તો જાણો આતમારે
ગણપત કહે શ્રી શુકદેવ દયાલ, પ્રગટછે પરમાતમારે. ૫

## પદ ૧૨ મું

ધોળ

આવ્યો આવ્યો આનંદ અપાર કહું શું મારા સુખ વડેરે.
મોટા મોટા મુનીવર સાધે જોગ, પારતો કોઇને નવ જડેરે ૧
તત્વ બતાવી તારી લીધો આજ સુક્યોછે સુખ સાંધુ વિષેરે
જ્યા જોઇએ ત્યા પોતે શ્રી જગદીશ, બીજું તો કાંઈ નવ દિસેરે ૨
કૃપા કરીને દેખાડયું ભુવન, આનંદ લેહેરો ઇંહી રહીરે
શત્રુ સર્વે દુર કર્યા મહારાજે, તૃષ્ણા દોરી તુટી ગઇરે ૩
સત્ય સ્વરૂપે ભરપુર ભાસે બ્રહ્મ, કેહેવામા આવે કેમ કરીરે
સ્થાવર જંગમ સર્વે નિરખ્યું આજ ભાસેછે સઘળે હરિહરરે ૪
ધન્ય ધન્ય શ્રી શુકદેવ ગુરૂ દયાલ, સંભાળ લેતા દાસ તણીરે
ગણપત હાવે શાને કરવો શોક, માથેછે સમરથ શુક ધણીરે ૫

## પદ ૧૩ મું

વસ્તુ ઝીણીછે ઝીણીછે, કોઇ વિરલા પુરષે વીણી વસ્તુ ટેક
પરાપાર બાવનથી બાહેર, સદગુરૂ સાન બતાવે
વેદ પુરાણને ખટ દરશનમા, એ વાતો નહી આવે. વસ્તુ ૧
બાર સૂર્ય જો સાથ થઇને, ઝગમગ જ્યોત પ્રકાશે
જન્મ અંધ જે મુઢ અભાગી, તેને તે નહી ભાસે વસ્તુ ૨
યજ્ઞદાન તપ તીરથ સાધન કરતા જન્મ ગુમાવે-
ત્રણની ઓથે ડુંગર રેહેલો, તે નજરે નહી આવે વસ્તુ ૩
મૃગનો નાભિમા કસ્તુરી છે, પણ ભટકે ભરમે
પાણીમાં જેમ મચ્છજ પ્યાશી, એમ ભમે જીવ કરમે. વસ્તુ ૪

આમે ખોળો દીલમાં સોધો, રામ રહ્યા સહુ ઘટમે'.
પટ તાતુની પેરે વસ્તુ વ્યાપક છે જલ સ્થલમે. વસ્તુ ૫
હાર હાટકમાં ભેદ નહીં, એમ વિશ્વ બ્રહ્મ એક જાણે
આત્મરૂપ દેખે સહુ જનને, તે સાને મત તાણે. વસ્તુ ૬
મન વાણીને કર્મ સહુ તે સતગુરૂ ચરણે રાખે
કહે ગણુપત શુકદેવ પ્રતાપે, તે નર એ રસ ચાખે વસ્તુ ૭

---

## પદ ૧૪ મુ

પ્રભાત કે ઠુમરી

હરિજન પ્રેમ કરીને પીંઠમા, દિવડલાને પ્રકટોરે,
જન્મ મરણનુ સંકટ ટળશે, વિશ્વભરમા ભળશોરે હરિ ટેક
કાયા કોડીયુ ને બુદ્ધીની બત્તી, કર્મ રૂપી ઘૃત જાણોરે
ચૈતન્ય રૂપ પ્રકાશ પિછાનો, ગુરૂ ગમસે સુખ માણોરે. હરિ ૧
આશા પવનથી સાચવવાને, શુદ્ધ એકાંતમાં રાખોરે
એ દીપકની જ્યોત વડે તમે, અનુભવ અમૃત ચાખોરે. હરિ ૨
પવન પ્રભુની શકિત જાણીને, જો હરિ શરણે રહેશોરે
વાહાલાજી શુ વહાલ કરો તો, આનંદ લાહાવો લેશોરે હરિ ૩
પવન પાણીને તેજ તણો સહુ, ખેલ પ્રભુએ બનાવ્યોરે
શ્રી શુકદેવ પ્રતાપે આજે, અનુભવ મનમા આવ્યોરે હરિ ૪

---

## પદ ૧૫ મુ

(પદ દર લિથિ) રઘુપતિરામ રૂદયામા રહેજોરે એ રાગ.
અનુભવ રૂપમાં નિત્ય રહેવુરે, હાવે શા માટે કોઇને કેહેવુ ટેક.
પડવાનો નથી ભય તેમારે, નિત્ય આનંદની લેહેર જેમારે.
પછી સાને ડુબાવુ સેહેમા, અનુભવ ૧
બીજ બોલી, બોલી શિદ વાવુરે, ઉગ્યા પછી પડે પસ્તાવુ
પડે કઠીણ આ દેહે સેહેવાણુ. અનુભવ ૨
ત્રીજે ત્રીપુટીમાં, ત્રણ લોકરે, જેમાં નિત્ય હરખને શોકરે.

દિસે અનુભવ નેત્રથી ફોક, અનુભવ ૩
ચોથે ચતુરાઇ ચિત્તથી છોડીરે, એક વૃત્તિ સ્વરૂપમાં જોડીરે
સહુ વિષયની પ્રીતીને તોડી, અનુભવ ૪
પાંચે મહાભૂતથી જે છે ન્યારોરે, લાગે પ્રાણ થકી અતિ પ્યારોરે,
બોલે સબઘટ બોલણ હારો, અનુભવ ૫
છઠે છાનામાના બેસી રહેવુરે, પડે સુખ દુખ તે સહુ સેહેવુરે
પોતે વાવ્યુ હોય તેવુ વેહેવુ, અનુભવ ૬
સાતમી ભૂમિકા સુખકારીરે, જેના મહા વિરલા અધિકારીરે
લેવી શાસ્ત્ર ગુરૂથી વિચારી, અનુભવ ૭
અષ્ટ સિદ્ધિ છે પડવાનું ઠામરે, આવે વીધ વીધ ધરીને નામરે.
નહીં પાડુ એની સાથે કામ, અનુભવ ૮
નોમે નામ રૂપે થયા પોતેરે, મે તો નિરખ્યા અનુભવ જોતેરે
થયુ સુખ અભિમાન ખોતે, અનુભવ ૯
દશે ઇંદ્રિઓ થઇ સહુ લુલીરે, સહુ વિષય વિકારોને ભુલીરે
જોઇ અનુભવ રૂપને ફુલી, અનુભવ ૧૦
એકાદશીએ અન્ય ન ભાસેરે જ્યા જ્યા જોઉં ત્યા વહાલો પ્રકાશેરે
સ્થિર રહ્યા છે રદયાકાશે, અનુભવ ૧૧
બારે વાટ હાવે કોણ ભટકેરે, ખરો હીરો હૈયામા ઝલકેરે
કાપ્યો સંશય અનુભવ ઝટકે, અનુભવ ૧૨
તે રસમા રહયો છુ છાકીરે, નિત્ય થાય સ્વરૂપની ઝાંખીરે
હાવે શું રહ્યુ મારે બાકી, અનુભવ ૧૩
ચોદ લોક તણી મટી આશરે, કાપી નાંખ્યો માયાનો પાશરે
ત્યારે મટયો મરણનો ત્રાશ; અનુભવ ૧૪
પુનેમે તો ગુરૂ મળ્યા પુરારે, કીધા સંશય સહુ ચુરારે
જેને જાણે કોઇ સંત સુરા. અનુભવ ૧૫
મલ્યા શ્રી શુકદેવજી સ્વામીરે, ત્યારે દુર થઈ સહુ ખામીરે.
કહે ગણપત મસ્તક નામી, અનુભવ ૧૬



## પદ ૧૬ મુ

### અનુભવ કક્કો

કક્કા કાયામાં કીરતાર, સંત શાસ્ત્રની સાખ વિચાર
કર્મ ભર્મમાં ઉંડા કુવા, સમજ વિના સહુ અથડાઇ મૂવા
માટે સમજો સાર અસાર, કક્કા કાયામાં કીરતાર. ૧
ખખ્ખા ખોજો દીલ મોઝાર, ખોજ કર્યાથી પામો પાર.
ખટપટ માયાથી દૂર કરો, તો ભવસાગર સેજે તરો
સબઘટ બોલે બોલનહાર, ખખ્ખા ખોજો દીલ મોઝાર ૨

ગગ્ગા ગુરૂ ગોવિંદ જો મળે, ભવસાગર સેજે તરે
ગુરૂ વિના કદી જ્ઞાન ન થાય, તુ મિથ્યા શિદને અથડાય.
જ્ઞાન થકી સંશય સહુ ટળે, ગગ્ગા ગુરૂ ગોવિંદ જો મળે ૩

ઘંઘા ઘટઘટ છે શ્રી હરિ તેને જોજો અનુભવ કરી
ઘાટ જુજવા વસ્તુ એક, ગુરૂ જ્ઞાનથી થાય વિવેક.
જે સમજ્યા તે બેઠા ઠરી, ઘંઘા ઘટઘટ છે શ્રીહરિ ૪

નન્ના નરદેહ તેહ કેહેવાય, જેને જ્ઞાન જથારથ થાય
નિર્મળમન રાખે હરિ માંહી, તેને દુખ નડે નહીં કાંઇ.
નિશદીન આનંદ અનુભવ થાય, નન્ના નર દેહ તે કહેવાય. ૫

ચચ્ચા ચિત્તમા ચેતી જૂવો, આવ્યો અવસર શિદને ખૂવો
ગયો અવસર નહીં મળશે ફરી, કહેછે સંત પોકારી કરી
ચિંતા ચોતામાં શીદ સૂવો, ચચ્ચા ચિત્તમા ચેતી જૂવે ૬

છછ્છા છે છે જે કહેવાય, એનો જ્યારે અનુભવ થાય.
ત્યારે વ્યાપકરૂપ ઓળખાય, જન્મ મરણનો ભય મટીજાય.
એવુ સમજેથી સુખ થાય. છછ્છા છે છે જે કહેવાય ૭

જજ્જા જાગ જાગ તું આજ, ઉંઘયકી બગડે સહુ કાજ.
માયા ઘેન વિષે શું પડયો, નર તન હીરલો હાથે ચડયો.
પાણી પહેલાં બાંધો પાજ, જજ્જા જાગ જાગતુ આજ ૮

ઝઝા ઝગમગ જ્યોત પ્રકાશ, અજ્ઞાન તીમીર કરે સહુ નાશ.
સ્થાવર જ ગમમાં ભરપુર, જ્યાં દેખે ત્યાં એનુ નુર.
અંતર બહાર એનો વાસ, ઝઝા ઝગમગ જ્યોત પ્રકાશ. ૯

ટટ્ટા ટેક ધરો દીલ સાથ, માથે છે સતગુરૂનો હાથ.
હાવે ભવમાં શાને ભમો, મિથ્યા માયામાં શિદ રમો.
શિદ મારો માયામાં બાથ ટટ્ટા ટેક ધરો દીલ સાથ ૧૦

ઠઠ્ઠા ઠામ મહલ્યો છે ઠીક, હાવે શિદ રાખો છો બીક
ઠામ મલ્યાથી સરીયા કામ, ઘટઘટ ભાસે આતમરામ
નહીં દુર ને નહી નજીક, ઠઠ્ઠા ઠામ મલ્યો છે ઠીક. ૧૧

ડડ્ડા ડગમગ મનથી તજો, વ્યાપક રુપ પ્રભુ ને ભજો
ડગમગથી થાશે બહુ દુખ, માથુ કુટે મટે નહીં ભુખ
નિશ્ચય કરીને હરિજન થજો, ડડ્ડા ડગમગ મનથી તજો ૧૨

ઢઢ્ઢા ઢોલ વગાડી આજ, કહુ છું પણ નહીં આવી લાજ
ઢકાયો માયાએ કરી, માટે બિસાર્યા શ્રી હરિ
નહીં સમજે તો બગડે કાજ, ઢઢ્ઢા ઢોલ વગાડી આજ ૧૩

નન્ના નારાયણ છે આપ. સમજ્યા વિના કરો સંતાપ
જો સમજે તો થાસે સુખ, જન્મ મરણનુ જાશે દુખ
ગુરૂ શબ્દને હૃદયે છાપ નન્ના નારાયણ છે આપ ૧૪

તત્વ શાસ્ત્રનો એ છે સાર, વ્યાપક સઘળે શ્રી મોરાર.
જળસ્થળ સઘળે એનો વાસ, બાહ્યાભ્યાંતરછે પ્રકાશ
એવો નિત્ય કરો વિચાર, તત્વ શાસ્ત્રનો એ છે સાર ૧૫

થથ્થા સ્થિરતા મનની થાય, ત્યારે પુરૂષોત્તમ ઓળખાય
ઓળખ વિના આનંદ ન થાય, અહંકારનુ અભિમાન ન જાય
પુરણ પદ ત્યારેજ પમાય, થથ્થા સ્થિરતા મનની થાય ૧૬

દદ્દા દરશન સાચાં તેહ, વિશ્વ સહુ એ હરિનો દેહ
હરિ વિના દેખે નહી અન્ય, એવા ભક્તને છે ધન્ય ધન્ય
તીર્થરૂપ તેનો છે દેહ, દદ્દા દર્શન સાચા તેહ ૧૭

ધધ્ધા ધ્યાન નિરંતર ધરી, વ્યાપક રૂપ ઓળખના હરિ
વ્યાપક નિરખી સંશય ટળે, બ્રહ્મ રૂપમા પોતે ભળે.

રહેવું અંતર દ્રષ્ટિ કરી, ધધ્ધા ધ્યાન નિરંતર ધરી ૧૮
નન્ના નિર્મલ જ્ઞાનજ ધરી, સત સમાગમ નિત્યે કરો
સત સમાગમથી સુખ થાય અંતરની પીડા મટી જાય
સાર્થક જન્મજ તેણે કર્યો, નન્ના નિર્મલ જ્ઞાનજ ધરો ૧૯
પપ્પા પ્રકટ પુરૂષને પેખ, સચરાચરમા એકજ દેખ,
પ્રભુ પાસને શોધે બહાર, પંથ તણો કેમ આવે પાર.
પરાપાર પોતાને લેખ, પપ્પા પ્રકટ પ્રભુને દેખ ૨૦
ફફ્ફા ફળ આવ્યુ છે હાથ, શિદ કાટામા મારો બાથ
ફોકટ ફેરા પડશે સહી, આવ્યો અવસર ચેત્યો નહી
આવો કદી ન મલશે લાગ, ફફ્ફા ફળ આવ્યુ છે હાથ. ૨૧
બબ્બા બહાર ભમે શુ થાય, અંતર દ્રષ્ટિથી સુખ થાય,
અંતર દ્રષ્ટિ જ્યારે જ્યારે થશે, પ્રકટ પ્રભુ તુજને ભાસશે.
એવુ સંત પુરૂષો ગાય બબ્બા બહાર ભમે શુ થાય ૨૨
ભભ્ભા ભ્રમણા ભાગી કરી, અંતરમા ઓળખાય હરિ
ભ્રાંતિથી ભટકણુ બહુ થાય, ભરપુર છે પણનહી ઓળખાય
ઠેકાણે બેસોને ઠરી, ભભ્ભા ભ્રમણા ભાંગી કરી ૨૩
મમ્મા મમતા મૂકી દૂર, તો તુ નિત્યે હરિ હજુર
મમત થકી બગડે સહુ કાજ, હજી કેમ નહીં આવી લાજ
મમત થકી મરીયા બહુ શૂર, મમ્મા મમતા મુકો દૂર ૨૪
યય્યા જમનું જોર ન કશુ ? નિર્મલ જ્ઞાન હૃદય જો વસ્યુ
યજ્ઞ યોગ તિરથ ને જ્ઞાન, નહીં કોઇ આવે જ્ઞાન સમાન
સંત વચન જો દીલમા ઠસ્યુ, જજ્જા જમનુ જોર ન કશુ ? ૨૫
રરા રમતા રામ નિહાળ, દૂર કરી સહુ મનની ફાળ
રટણુ કરીને કરજો સિદ્ધ, પરખો રામજી જગત પ્રસિદ્ધ
જન્મ મરણનુ જોખમ ટાળ, રરા રમતા રામ નિહાળ ૨૬
લલ્લા લક્ષ કરી જોવાય, લક્ષ વિના નહી કારજ થાય
જ્યારે આશે એકજ લક્ષ, ત્યારે પ્રભુ દેખે પ્રત્યક્ષ

જગત જાળ જુઠુ દેખાય, લલ્લા લક્ષ કરી જોવાય. ૨૭
વવ્વા વેદ કહે છે એમ, તુ તેને ભૂલ્યો છે કેમ
તુ તે છે ને હુ પણ તેજ, મહા વાકય વિચારી દેખ
જે જ્યાં છે તે છે ત્યાં તેમ, વવ્વા વેદ કહે છે એમ ૨૮
શશ્શા સશયમા દુર કરો સત સાખ દીલ માહી ધરો
જેથી પામે ભવજલ પાર, કહુ છુ તુજને વારવાર
શિદ સશયમા કુટાઇ મરો, શશ્શા સશયને દુર કરો. ૨૯
સોહ રામ રમે સહુ વિશે, જ્યા જોઇએ ત્યા પોતે દિસે
એ સમજ્યાથી મુકત થાય, સશય સઘળા દુર પળાય
સમજ વિના દોડે દશ દીશે, સોહ રામ રમે સહુ વિશે ૩૦
ષષ્ષા ષટ દર્શનના ભેદ, જો સમજો તો મટશે ખેદ
વ્યાપક રૂપ સઘળામા કહ્યુ, સમજી એ અતરમા લહ્યુ
સત શાસ્ત્રને ચારે વેદ, ખખ્ખા ખટ દર્શનના ભેદ ૩૧
હહ્હા હરિ હરિ સહુ દેખ અતરથી સહુ એકજ લેખ
ઊંચ નીચમા તત્વજ એક, પણ વરતો રાખી વિવેક
એવો ભાવ ધરે તે ભેખ, હહ્હા હરિ હરિ સહુ દેખ ૩૨
અક્ષર અક્ષર અનુભવસાર, જો સમજે તો ઉતરો પાર
સમજવાથી સુખ થાશે ઘણુ, દુખ જાશે સહુ માય તણું
શ્રી શુકદેવ ગુરૂની દયા, સર્વે અક્ષર પુર્ણજ થયા. ૩૩

---

## પદ ૧૭ મુ

રામ રામ રામ મારે, નિશદીન કેહેવું
નિશદીન કેહેવુ મારે, નિશદીન કેહેવુ. રામ ટેક
સુખ દુખ આવી પડે સહુ મારે સેહેવુ
દુર્જન છોને દાઝે, શું છે લેવું દેવું રામ ૧
ઘટઘટ ગુરૂ બોલે, કોને હાવે કેહેવું
જેવાં જેના કર્મ હશે, વાકશ થાશે તેવુ રામ ૨

ગુણ દોષ દુર કરો, ભક્તિ વિષે રેહેવુ
રામ નામ શબ્દ ત્યાગે, ચિત્ત થાય મેલુ. રામ ૩
એક રામ સવ ઠામ, કોને જ્ઞાન કેહેવું;
ચંચળતા ત્યાગ કરો, સહુથી જ્ઞાન લેવુ રામ ૪
સર્વ વ્યાપી શુકદેવ, શિષ્ય થઈ રેહેવુ
એક દેશ જો મલે તો, શુક શુક કેહવુ રામ ૫
શુકદેવ શબ્દ રૂપ, સત્ય નામ સાચુ.
ગુરૂ ગમ જ્ઞાન વિના, બીજુ સર્વ કાચુ. રામ ૬
શુક ગુરૂદેવ દીનાનાથ, છે દયાલુ.
ગણપત સર્વ વિષે, એક હુ નિહાળુ. રામ ૭

---

## પદ ૧૮ મુ

### ચતુ શ્લોકી ભાગવત સાર.

શુકદેવ કહે શુણરાય, ચતુ શ્લોક તણો મહીમાય
ભક્તિ અનુભવ હિતજે જ્ઞાન કહે બ્રહ્માને શ્રી ભગવાન. ૧
પ્રભુ શ્રી મુખ બોલ્યા વાણ, સર્વ રૂપ મને તુ જાણ.
આદિ મધ્યને અ તરમા હુ છુ, ચરાચર વિષ હું વસુ છુ ૨.
નામ રૂપ વડે જે દેખાય, ગુણ કર્મથી ગ્રહણજ થાય.
તેને જાણજે શક્તિ તુ મારી, જોજે અનુભવ નેત્રે વિચારી. ૩
ખોટુ હોયને સાચુ દેખાય, સાચુ હોય નહીં દરશાય.
તેને જાણજે મારી તુ માયા, જેમ રાહુ અને જેવી છાયા. ૪
ઘટ મઠને મહદાકાશ, ભિન્ન ભાસે ઉપાધીથી ખાસ.
સહુમા વ્યાપક સહુથી ન્યારૂ, જોજે અનુભવની રૂપ મ્હારૂ. ૫
સહુ નાશ થતાં રહે જેહ, મારૂ રૂપ સમજજો તેહ.
દયા હરિગુરૂ સતની થાશે ત્યારે શુદ્ધ સ્વરૂપ જણાશે ૬
એવુ નારાયણે કહ્યુ જ્યારે, બ્રહ્મ દેવે ગ્રહણ કર્યુ ત્યારે.
તેણે શ્રષ્ટી રચી અતી સારી, રાખ્યુ જ્ઞાન હૃદયમા સભાળી ૭
આછે વેદ પુરાણનો સાર, કરે પાઠ જે નરને નાર.
તેના હૃદયમાં રામનો વાસ, કહે ગણપત દાસનો દાસ ૮

## પદ ૧૯ મુ

### સપ્ત શ્લોકી ગીતા સાર

ગીતા સાર કહે શુકદેવ, સુણો દૂર કરી અહમેવ
નરનારાયણ એક રૂપ, તેવુ શિષ્ય ગુરૂનુ સ્વરૂપ ૧
નર રૂપ અરજુન અધિકારી, જાણી કેહે છે શ્રી કુંજબિહારી
મારૂ રૂપ ઓંકારજ જાણી, મને ભજશે જે ઉત્તમ પ્રાણી ૨
તરી જાશે તે ક્ષણમા જન, જેનુ મારે વિષે છે મન
મારે વિષે છે વિશ્વનો વાસ નિશ્ચય કરજે રાખી વિશ્વાસ ૩
સૃવ વિશ્વ તે મુજને નમેછે, જપ તપથકી દેહ દમે છે
પ્રીતી મેળવવાને મારી ધરે ધ્યાન સહુ નરનારી. ૪
સર્વ વસ્તુમા વાસ છે મારો, ત્યારે કેમ થરો દેહ તારો.
શુદ્ધ બુદ્ધને મુકત સ્વરૂપ, આદિ અંતમા એકજ રૂપ ૫
જેનો મહીમાછે અગમ અગાધ, સર્વવ્યાપક સર્વ પ્રકાશ.
એવુ જાણી મને ભજે જેહ, બ્રહ્મ રૂપ થશે નર તેહ ૬
જેનુ મૂળ ઉચું નીચી ડાળ. એવુ અશ્વસ્થ વૃક્ષ વિશાળ
એને તત્ત્વ સહિત લે જાણી ત્યારે મટશે ચોર્યાશીની ઘાણી ૭
સર્વ પ્રાણીના હૃદયમા હુ છુ, સ્મૃતિ જ્ઞાન સહુને કરૂ છુ
એવો નિશ્ચય મનમા આણ, જેમા વેદ વેદાંત પ્રમાણ ૮
મારે વિષેનુ મનને રાખ, મારો ભકત થઇ રસ ચાખ
સર્વરૂપ મને તુ ભજજે, સહુ સંશય મનથી તજજે ૯
ભજો ભાવ થકી શુકદેવ, કરો દૂર સહુ અહમેવ
કહે ગણપત દાસનો દાસ, મારા વાહાલાનો વિશ્વમા વાસ ૧૦



## પદ ૨૦ મુ

### હરિગીત છંદ પ્રાર્થના પુર્વક પરા પુજા

શ્રી ગુરૂદેવ દયાલ સ્વામી, ભવ વિપ ભુલો પડયો
ફરી ફરી થાકયો ઘણુ, મને માર્ગ એકે નવ જડયો.
કૃપા કરી પ્રભુ પ્રેમથી, રંક દાસ સામુ ભાળજો.

દુખ રૂપ સસારથી, પ્રભુ દયા કરીને તારજો ૧
દીનાનાથ દયા ધરીને, હું દીનની વહારે ચઢો
નથી બેલી કોઇ માહારો માટે વિઠ્ઠલ નહીં વીલબ કરો;
પતીત પાવન નામ જગ જાહેર છે પ્રભુ આપનુ
ચરણ શરણે જે પડે, તેને દુખ નડે નહી પ્રાપનું ૨
એવુ જાણીને શરણુ આવ્યો, માટે દોષ મારા દુર કરો.
પ્રેમથી પાવન કરો મારી, વિનતી ઉરમા ધરો,
હુ અપરાધી છુ ખરો પણ બળવતનુ બાનુ ધરી.
ભેઠો હુ નિરાતથી હાવે, ગમે તે કરજો શ્રી હરિ ૩
ધન ધરાને ધામનુ શુ, કામ મારે છે પ્રભુ
દયા થાશે આપની તો, સત દીન તમને ભજુ
ભક્તિ શક્તિ જ્ઞાન ભાન દિસે નહી મારે વિષે.
નથી જ્ઞાનનું સાધન તથાપી, આશ છે મનને વિષે. ૪
તારશો નહી પાડશો એમ નિશ્ચય મનમા ધારીને,
શાસ્ત્ર પુરાણની સાખથી મે, રાખ્યુ મનને વારીને;
પૂર્ણરૂપ પોતેજ છો ત્યા, આવાહન હુ કેમ કરૂ,
આધાર રૂપછો સર્વના ત્યારે, આસન સારૂ શુ ધરૂ. ૫
નિરમળ સ્વચ્છજ આપ છો, મલ રહિત મારા નાથજી,
ત્યારે પાદ્ય અર્ઘ્યને સ્નાન તે હુ કરાવુ શી રીતથી;
વિશ્વ રહયુ જેના ઉદરમા, તેને વસ્ત્ર કેમ કરીને ધરૂં.
સર્વ શોભે જેથી નથી સણગાર શુ અરપણ કરૂ, ૬
જેની સુગધી સહુ વિષે, તેને ગધ પુષ્પ ને ધુપશુ,
ચદ્ર સુરજ અગ્ની પ્રકાશે, તેની આગળ દીપ શું,
તૃપ્ત કરે સહુ વિશ્વને, તેને નૈવેદ્ય હુ શાનો ધરૂ,
દ્રવ્ય દામોદરજી તણુ ત્યારે દક્ષણા શાની ધરૂ. ૭
નામ રૂપને ગુણથકી, વ્યાપી રહયા સહુ વિશ્વમા,
ત્યારે કેમ કરી કરૂ આરતી, અને વિશ્વ રૂપની પરિક્રમા,
મન વાણીને બુદ્ધી તે સહુ, આપની શકિત વડે,

હાવે પૂજા કરવા કાયજી, મને સામગ્રી કાંઇ નહી જડે ૮
તોપણ ત્રોકમ સ્નેહ જળને, ચિત ચદન શ્રી હરિ
પ્રેમ પૂષ્પને ધ્યાન રૂપ, અરપણ કરૂ છુ કરગરી,
ભાવરૂપ ભોજન પ્રભુજી, પ્રેમથી આરોગશો,
દેહ દ્રવ્યની ભેટ ધરી, હાવે રકનો અપરાધશો ૯
આરતની આરતી કરીને, નિરખું મારા નાથને,
નીતી રીત કે પ્રીત નથી, માટે ભાવી હ્યો દાસને,
હુ પાખંડી પાપી પુરો, કામી ક્રોધી છુ અતિ
શોક મોહને લોભમાં, હુ વહી ગયો છુ શ્રી પતી. ૧૦
દોષ જોતા દાસના કેમ પાલવશે તમને પ્રભુ,
કોટી કોટીજન તારોયા તેમાં એક હુ કેમ નહીં નભુ,
કાલાવાલા દાસના ધરી ધ્યાનમા ગોવિદ તમે,
રડી પડીને રીઝવવા હું બેઠો છુ પ્રભુ આ સમે ૧૧
ત્રાહી ત્રાહી મુખથકી પોકાર પાડુ છું હરિ,
વારવાર વિઠુલવર વિનતી કરૂં છુ કરગરી,
શ્રી શુકદેવ દયાળ માથે, બિરાજો સમરથ ધણી
સહુ હરિજનના સ્નેહથી, ગણુપતે વિપત્તી નહી ગણી. ૧૨

---

## પરચુરણ કુડલીઆ.

પ્રવણુ રૂપ પરમાત્મા, સબ જુગ એક સમાન,
એરી જબ પિછાન ભઇ, તબ સમજે ગુરૂસાન.
તબ સમજયો ગુરૂસાન રહયો નહી કરનો બાકી,
આઠ પહોર આનદ હોય સતગુરૂકી ઝાખી
કહે શુકદેવ દયાળ સ્વરૂપ મેરા સોહીં માન,
પ્રણુવ રૂપ પરમાત્મા સબ જુગ એક સમાન. ૧
અદ્વૈત અખડ પ્રકાશ હે નહી હે દ્વૈત સ્વરૂપ,
એરી જીશકો ગમ્ય હે સો વિદ્વાન અનુપ.

સો વિદ્વાન અનુપ ઓર સબ પંડીત કાજી,
બીજા જાણે જગમાંહી ફીરે પામર ઓર પાજી
કહે શુકદેવ દયાળ સોહી હે સત્ય સ્વરૂપ,
અદ્વૈત અખંડ પ્રકાશ નહી હે દ્વૈત્ય સ્વરૂપ ૨
આનંદ રૂપ હે આત્મા નહીં દુઃખકા લેશ,
અહોનિશ આનંદમે દુર ગયે સબ ક્લેશ
દુર ગયે સબ ક્લેશ ગુરૂકી બુટ્ટી પાઇ,
દુગ્ધા દુરમતિ દુર ગઈ સબ દુઈ પરાઇ
કહે શુકદેવ દયાળ ગુરૂ હે સો પરમેશ,
આનંદ રૂપ હે આત્મા નહી દુખકા લેશ ૩
ઇશ પદ જીવ બ્રહ્મ પદ ઈશકા જાણો ભેદ,
કયા કરણો બાકી રહે નિકલ જાય સબ ખેદ.
નિકલ જાય સબ ખેદ ભેદ જો ઇનકા જાણે,
આત્મા સ્વરૂપ આનંદ નિરંજન કો સુખ માણે
કહે શુકદેવ દયાળ પઢયો જાનો સબ બેદ,
ઈશ પદ જીવ બ્રહ્મ પદ ઇશકા જાણો ભેદ ૪
ઉરમી કો ઉઠે નહીં નહી હર્ષ નહીં શોક,
એસા સત્ય સ્વરૂપકો કયા જાણે સબ લોક
નહી જાને સબ લોક સ્વરૂપ જો હે અવિનાશી,
જન્મ મરણ રૂપ કુપ પરે જયો વક્ષ ચોર્યાશી
કહે શુકદેવ દયાળ ફંદ સબ દેખ્યો કોક,
ઉરમી કો ઉઠે નહી નહી હર્ષ નહીશોક. ૫
એક રૂપ સબ જગ વિષે વ્યાપક હે ભરપુર,
જ્ઞાન દ્રષ્ટીસે દેખ લ્યો નહીં નજીક નહીં દુર
નહીં નજીક નહી દુર કહાં મેં પત્તા પાઉં.
સમજ સમજ મન મૂઢ ગુરૂકે શરણે જાઉં
કહે શુકદેવ દયાળ ઉગે જબ અનુભવ સૂર,
એક રૂપે સબ જગ વિશે વ્યાપક હે ભરપુર. ૬

અહંકાર કે ઓથસે નહી ભાસે ભગવાન,
જો સુખકી ઈચ્છા કરે તો ત્યજ માન ગુમાન
તો ત્યજ માન ગુમાન સાન સમજો સત ગુરૂકી,
અહતા મમતા ત્યાગ ફોડ દે મનકી મટકી
કહે શુકદેવ દયાળ ગુઢ હે ગુરૂકા જ્ઞાન,
અહકારકે ઓથસે નહી ભાસે ભગવાન ૭
ઓળખ ભઈ અવિનાશકી તબસે ભયો આનંદ
સુખ દુખ વામે કો નહી સોહે પપમાનદ
સો હે પરમાનદ કહુ મે મુખસે કેસે,
મુગા મિસરી ખાય રહે આનદિત જેસે.
કહે શુકદેવ દયાળ ગુરૂ સબ સુખ કદ,
ઓળખ ભઈ અવિનાશીકી તબસે ભયો આનદ ૮
ઓર નહી કોઈ જીશ વિશે એસા રૂપ પ્રકાશ,
સ્થાવર જગમ સબ વિષે એક બ્રહ્મકો વાસ
એક બ્રહ્મકો વાસ નહી કો દુજો દરશે,
ક્યા કહુ ઈશકા સુખ નિરતર આનદ વરસે.
કહે શુકદેવ દયાળ ભઈ જબ માયા નાશ,
ઓર નહીં કોઈ જીશ વિષે એસા સ્વરૂપ પ્રકાશ. ૯
કરમ ભરમ જબાલકો ગુરૂ શબ્દસે તોડ,
કરી સતસગત પ્રોતસે સ્વરૂપ વિષે ચિત્ત જોડ.
સ્વરૂપ વિષે ચિત્ત જોડ તોડદે મનકી મમતા,
સોહ શબ્દકી સાન સમજલે નામજી રમતા
કહે શુકદેવ દયાળ એહી હે મતો હમારો,
કરમ ભરમ જબાલ વિષે મત ડુબો યારો. ૧૦
ખોજ કરે જબ દોલ વિષે તો તુ દરશે આપ,
ખટપટ સબ મનકી મીટે દુર હોય સબ તાપ,
દુર હોય સબ તાપ પાપ સબ જલે પલકમાં,

દરશ પરશ નિત હોય મગન મન રહે ખલકમા
કહે શુકદેવ દયાળ શાંતિકો તબહી પાવે,
ખોજ કરી દેદાર નિરંજનકા ગુણ ગાવો —૧૧

## અનુભવ સાખીઓ.

શબ્દ ગુરૂ સહુ જગવિષે વ્યાપક છે ભરપુર,
પણ માયાના પાસથી મોહ્યા સુર અસુર —૧
મંદમતિ અતિ આળસુ પણ કહાવું શુકદાસ,
મેહેર કરો ગુરૂ દેવજી પૂરણ કરજો આશ —૨
મનથી ઇચ્છા જો તજે તજે દેહ અભિમાન,
આત્મ વિચાર કરે સદા તો તું શુક સમાન —૩
દયા વિવેક અરૂ ધૈર્યતા દ્રઢ પ્રભુનો આધાર,
હરિજન તેને જાણીએ ચિન્હ હોય જો ચાર—૪
હરિ હરિજન ગુરૂ આતમા ચાર રૂપ એક જાણ,
ગણપત મુકિત જો ચહે ભિન્ન ભાવ ન હ આણ —૫
મંદમતી અતિ આળસુ પણ કહાવું શુકદાસ
મેહેર કરો ગુરૂદેવજી પુરણ કરજો આશ —૬
નિજ ભકિતથી તરી ગયા દુઃખ રૂપ સંસાર,
એવા શ્રી ગુરુદેવને નમુ હું વારંવાર—૭
શબ્દ રૂપ શુકદેવજી અનુભવ રૂપે રામ
દરશે પ્રભુ કૃપાથકી કહે છે ગણપતરામ —૮
શ્રી શુકદેવ દયાળ છે વ્યાપક પૂરણ પ્રકાશ,
ગણપત ભાવે સેવતા મટે મરણનો ત્રાશ —૯
શુક શાગર છે સુખનો મહિમા જાણે કોય,
ગણપત અનુભવ થાય તો જન્મમરણના હોય-૧૦
શ્રી શુકદેવ દયાળના ભાવે શેવે ચરણ,
ગણપત તે હરિજન તણા મટે જન્મને મરણ-૧૧
સત ચિત આનંદ અનુભવે તેની રાખે શુકદેવ
ગણપત હરિ પદ પામવા દુર કરો અહમેવ-૧૨
આઘો છે અભીમાનથી પ્રેમ ભાવથી પાસ
સેવાથી સામો ધસે કહે છે ગણપતદાસ—૧૩
શ્રી શુકદેવ ગુરૂ તણા દાસતણો છુ દાસ,
જેની પૂરણ કૃપાથકી પૂરણ થઈ સહુ આશ—૧૪

# સૂચીપત્ર

## જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિથી ભરપુર ઉત્તમ વાંચવા-લાયક પુસ્તકો.

શ્રીમદ્ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ શ્રીમદ્ગુરૂ શુકાચાર્ય મહારાજ-તરફથી પ્રકટ થએલાં પુસ્તકો

| | |
|---|---|
| શ્રી શુકદેવ વાણીવિલાસ ભાગ ૨ જો [illegible] કિંમત | ૦–૪–૦ |
| શ્રી શુકદેવ નવ રત્ન પ્રકાશ | , ૦–૬–૦ |
| શ્રી શુક ગીતા | ,, ૦–૪–૦ |
| શ્રી સપ્તાહહિક વ્યાખ્યાનો | ,, ૦–૪–૦ |
| શ્રી સનાતન ધર્મરહસ્ય | ,, ૦–૨–૦ |
| શ્રીમદ્ ભાગવત આરતિ | ,, ૦–૦–૬ |
| શ્રી કર્તવ્ય વીધી (નિત્ય નિયમ) | ,, ૦–૧–૦ |

શ્રી સદ્ગુરૂ શુકદેવ આશ્રિત શ્રેયસાધક વર્ગ તરફથી પ્રકટ-થયેલાં પુસ્તકો.

ખાસ સત્સાંગીકો માટે ઘટાડેલા ભાવ

| | |
|---|---|
| સુબોધ–સાગર ભાગ ૧ લો સોનેરી પાકુ પુઠુ | ,, ૧–૮–૦ |
| સુબોધ–સાગર ભાગ ૧ લો સાદું પાકુ પુઠુ | ,, ૧–૪–૦ |
| સદ્ગુરૂ મહાત્મ અને ભજન નિત્યપધ્ધતિ | , ૦–૨–૦ |
| ગજલ ગુચ્છ | , ૦–૧–૦ |
| શ્રી સદ્ગુરૂ શુકદેવ મહારાજના ફોટાની | ,, ૦–૧–૦ |
| શ્રી સદ્ગુરૂ તથા ત્હેમના અર્ધાંગ શક્તિના ફોટા | ,, ૦–૧–૬ |

પોષ્ટ દ્વારા મંગાવનારને પોષ્ટ ચાર્જ જૂદો સમજવો.

# પુસ્તકો મળવાના ઠેકાણાં—



**અંકલેશ્વર**—શ્રી શુકદેવ મહારાજના મંદિરમાં

**સુરત**—હરિપ્રસાદ બાળમુકુન્દ ભટ્ટ. ઠે હરિપુરા ભવાનીનો વડ
"સત્સંગ ભુવન,"

મુંબાઇ—કૃષ્ણપ્રસાદ શિવશંકર ભટ્ટ ઠે નવી સુખાનંદ ચાલ
રૂમ નં ૨૭ હીરાબાગ પાછળ સી. પી ટૅંક પો નં ૪

નંડકેશ્વર—મહારાજ શ્રી જગન્નાથજી તા માંડવી વાયા કીમ

**શ્રીશુકક્ષેત્ર**—મહારાજશ્રી લક્ષ્મણજી નર્મદાતટ ઉપર નાંદોદ
લાઇન પોષ્ટ પ્રતાપ નગર

**શીશોદ્રા**—ઉપાધ્યાય રામશંકર ફકીરભાઇ તા અંકલેશ્વર
કોસંબા થઇને

**ભરૂચ**—પ્રીતમલાલ છગનલાલ ઝવેરી ઠે ભુતનાથ મહાદેવ આગળ

